णमोऽत्थु ण भगवओ सुहम्मसामिस्स

શ્રીઆગમોદ્ધારસંગ્રહ ભાગ ૪

# શ્રી સ્થાનાંગસૂત્ર

(સ્થાન ૫, ઉદ્દેશક ૧, વ્યાખ્યાન સંગ્રહ)

ભાગ ૧

દેશનાકાર

આગમોદ્ધારક આચાર્ય

## શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી



પ્રકાશક

શ્રીજૈન પુસ્તક પ્રચારક સંસ્થા, સુરત

પ્રથમ આવૃત્તિ નકલ ૫૦૦] [મૂલ્ય રૂા ૫ ૦-૦

વિક્રમ સંવત્ ૨૦૦૫ ] વીર સંવત્ ૨૪૭૫ [ ઈ સ ૧૯૪૮

પ્રાપ્તિસ્થાન –
શ્રી જૈનાનન્દપુસ્તકાલય
ગોપીપુરા સુરત

# વિષયસૂચી


| | |
|---|---|
| ઉપોદ્દ્ઘાત | ૧—૩૭ |
| વિષયાનુક્રમ | ૧—૨૩ |
| શુદ્ધિપત્રક | ૨૩—૨૪ |
| ૨૩ વ્યાખ્યાનો | ૧—૩૨૧ |
| પરિશિષ્ટ ૧ | ૩૨૨-૨૩ |
| પરિશિષ્ટ ૨ | ૩૨૪-૨૫ |
| ,, ૩ | ૩૨૫-૨૭ |
| ,, ૪ | ૩૨૮- |


મુદ્રણાલય –
ધી જૈનવિજ્યાનંદ પ્રીંટીંગ, પ્રેસ
ખવાડીયા ચકલા સુરત

શ્રીતીર્થાધિરાજ સિદ્ધક્ષેત્રે શ્રીવર્ધમાન જૈનાગમમન્દિર,

સૂર્યપુરે શ્રીવર્ધમાન જૈનતામ્રપત્રાગમમન્દિર

—સંસ્થાપક—



આગમોદ્ધારક—આગમદિવાકર

શ્રીમદ્ આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ



# બે બોલ

આ ગ્રન્થનુ નામ સ્થાનાગસૂત્ર ભા ૧ લો છે અને તે આગમોદ્ધાર ગ્રથાક ૪ તરીકે પ્રગટ કરવામા આવેલો છે તેની અદર પરમ તારક આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી૧૦૦૮ આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજે શ્રીપાલીતાણા (સિદ્ધક્ષેત્ર)મા સ ૧૯૯૧મા પનાલાલ બાબુની ધર્મશાળામા આપેલા સ્થાનાગસૂત્રના પાચમા અધ્યયનના પાચ મહાવ્રતને અગેના સૂત્રના ૭૨ વ્યાખ્યાનો પૈકીના ૨૩ વ્યાખ્યાનનો સમાવેશ કરવામા આવેલો છે

આ ગ્રન્થ અને પરમ તારક ગુરૂદેવશ્રીને અગેની માહિતી પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડિયાએ આપેલા ઉપોદ્ઘાતમા સવિસ્તાર અપાયેલ છે

આ ગ્રન્થને સુદર બનાવવા માટે તેની અદર વ્યાખ્યાનો ઉપરાત પૃ ૩૨૨થી પહેલા પરિશિષ્ટમા ફૂટનોટમા જણાવેલ શાસ્ત્રના પાઠો, બીજામા સાક્ષી ગ્રન્થોના નામો, ત્રીજામા સાક્ષી પાઠોના અકારાદિ અને ચોથામા વ્યાખ્યાનોમા આવેલા પ્રશ્નોત્તરો અપાયા છે

આ ગ્રન્થને અગે મુનિમહારાજ શ્રીગુણસાગરજી મહારાજે ભાવિક સ ગૃહસ્થો પાસેથી દ્રવ્ય સહાય અપાવી છે એથી અમો આ ગ્રન્થને પ્રકાશિત કરી શકયા છીએ

આ ગ્રન્થનુ મુનિમહારાજ શ્રીકુચનવિજયજી તથા તથા મુનિમહારાજ શ્રીક્ષેમકરસાગરજીએ પ્રેસમેટર તૈયાર કરવુ, પ્રુફ જોવા વગેરે કાર્ય કર્યુ છે

આ ગ્રન્થના પ્રકાશનમા પરમ તારક ગુરૂદેવશ્રીનો આભાર જેટલો માનીએ તેટલો ઓછો છે તેમજ ઉપર જણાવેલા મુનિ મહારાજાઓનો, પ્રોફેસર કાપડિયાનો તથા દ્રવ્ય સહાયકોનો આભાર માનીએ છીએ

આ ગ્રન્થના પ્રકાશનમા અમને મળેલા સાધનો દ્વારા પ્રેસમેટર પ્રૂફ વગેરેનુ સશોધન કરવા છતા, તેમજ પ્રેસદોષથી કે દૃષ્ટિદોષથી કોઈ ભૂલ રહી જવા પામી હોય તો વાચકો સુધારીને વાચે! એ જ અભ્યર્થના

અતે એટલુ જ જણાવવાનુ કે આ ગ્રન્થને સાદ્યન્ત વાચીને ભાગ્યશાળીઓ ગ્રન્થમા જણાવેલા માર્ગને અનુસરે

૨૦૦૫ કા વ ૩ } લિ પ્રકાશક

卐

# ઉપોદ્‌ઘાત

(લે પ્રો હીરાલાલ ર કાપડિયા એમ એ)

એ વાત સુવિદિત છે કે ભાષાની વિશિષ્ટતાને લઈને તેમજ વિષયોની વિવિધતાને લીધે જૈન આગમો અજૈન વિદ્વાનોને પણ આકર્ષણ અને અભ્યાસનો વિષય બન્યા છે જૈન આગમો એ સમગ્ર જૈન સાહિત્યનુ આદ્ય, અનન્ય અને મૌલિક ઉદ્‌ગમસ્થાન હોવાથી એને એમા અગ્રિમ સ્થાન અપાયુ છે એ સ્વાભાવિક છે એ આનદની વાત છે કે ભારતીય સાહિત્યમા-વિશેષત દાર્શનિક સાહિત્યમા પણ એને મહત્ત્વનુ-ગણનાપાત્ર સ્થાન મળ્યુ છે આ પ્રમાણોની કોટિના આ આગમો અણુઓગદ્દાર (સુત્ત ૧૪૪)મા 'લોકોત્તર આગમ' તરીકે ઓળખાવાયા છે વિશેષમા આ જ સુત્તમા આગમોના સૂત્રાગમ, અર્થાગમ અને સૂત્રાર્થાગમ (તદુભયાગમ) એમ ત્રણ પ્રકારોની સાથે સાથે આત્માગમ, અનતરાગમ અને પરપરાગમ એમ પણ એના ત્રણ પ્રકારો સૂચવાયા છે અર્થદૃષ્ટિએ પ્રત્યેક તીર્થંકરને આગમો આત્માગમ છે, એમના ગણધરોને એ અનતરાગમ છે અને ગણધરોના શિષ્યાદિને એ પરપરાગમ છે સૂત્ર-દૃષ્ટિએ વિચારીએ તો ગણધરોને એ આત્માગમ છે (કેમકે એ એમની રચના છે), એમના મુખ્ય શિષ્યોને એ અનતરાગમ છે અને ઇતરને એ પરપરાગમ છે

આ 'હુડા' અવસર્પિણીમા આપણા આ ભરતક્ષેત્રમા લગભગ ૨,૫૦૦ વર્ષ ઉપર શ્રમણ ભગવાન્ દીર્ઘતપસ્વી **મહાવીરસ્વામી** થઈ ગયા એમને આ ક્ષેત્રની અને આ અવસર્પિણીની અપેક્ષાએ અતિમ-ચોવીસમા તીર્થંકર તરીકે જૈનો

ઓળખાવે છે એ નિર્ગ્રન્થશિરોમણિને અગિયાર બ્રાહ્મણ શિષ્યો હતા એ દરેક શિષ્યરત્ન 'ગણધર' કહેવાય છે એ પ્રત્યેક મનીષી મુનિવર્યે જૈન શાસ્ત્રોના મૂળરૂપ બાર અગો અદ્ધમાગહી (સ અર્ધમાગધી) ભાષામા રચ્યા છે, અને એમાથી કેવળ પાચમા ગણધરની જ રચના ઓછેવત્તે અશે આજે મળે છે એમ મનાય છે આ પાચમા ગણધરનુ નામ **સુધર્મન્** છે એમનો આ પુસ્તકમા **સુધર્મસ્વામી** તરીકે નિર્દેશ છે આ પુસ્તકમા અનેક સ્થળે (દા ત પૃ ૨૨૯મા) એમણે દ્વાદશાગી શા માટે રચી છે તે બાબત વિચારાઈ છે, અને તેમ કરતી વેળા નીચે મુજબના ત્રણ કારણો રજૂ કરાયા છે —

(૧) ભવ્ય જીવોના ઉપકાર ને માટે

(૨) શાસનની પ્રવૃત્તિને માટે

(૩) મોક્ષનો માર્ગ દુનિયા સાધી શકે તે માટે

ખરી રીતે બે જ કારણ છે, કેમકે પહેલા અને ત્રીજા કારણમા કઈ ખાસ ભેદ નથી

જૈન આગમોમા બાર અગરૂપ ગણિપિટક-દ્વાદશાગી અગ્ર સ્થાન ભોગવે છે એના પ્રણેતા ગણધર હોવા વિષે બે મત નથી આ બાર અગોમાનુ ત્રીજુ અગ તે ઠાણ (સ સ્થાન) છે એને સસ્કૃતમા સ્થાનાગ, પાઇયમા ઠાણગ અને ગુજરાતીમા 'ઠાણાગ' કહે છે આ એક સુયક્ખધ (શ્રુતસ્કન્ધ)રૂપ આગમનો ઘણો ખરો ભાગ ગદ્યમા છે એના એકદર દસ વિભાગો છે એ દરેકને 'અજ્ઝયણ' (સ અધ્યયન) તેમજ 'ઠાણ' (સ સ્થાન) પણ કહે છે આ પૈકી કેટલાકના પેટાવિભાગ છે એને 'ઉદ્દેસગ' (સ ઉદ્દેશક) કહે છે ગુજરાતીમા એને 'ઉદ્દેશો' કહેવામા આવે છે પ્રસ્તુત વ્યાખ્યાનોનો સબધ પાચમા અજ્ઝયણ સાથે

છે એના ત્રણ ઉદ્દેસગ છે તેમાના પહેલા ઉદ્દેસગનુ પહેલુ સુત્ત (સૂત્ર) એ આ વ્યાખ્યાનનુ ઉદ્ભવ-સ્થાન છે

આ ઠાણ નામના આગમમા પહેલા અજ્ઝયણમા એકની સખ્યાવાળા પદાર્થોનુ, બીજામા બેની સખ્યાવાળાનુ એમ દસમામા દસની સખ્યાવાળા પદાર્થોનુ નિરૂપણ છે [1]આમ આ આગમ એક રીતે સમવાયની શૈલીનુ મડાણ કરે છે આ પ્રમાણેની વર્ગીકરણની વ્યવસ્થા બૌદ્ધોના અગુત્તરનિકાયમા જોવા મળે છે

બધા અગોમા ઠાણ એમા નિરૂપાયેલી લોકોત્તર વિષયોની જ નહિ પણ લૌકિક બાબતોની વિવિધતાને લઈને મહત્ત્વનુ સ્થાન ભોગવે છે આ ઠાણ ઉપર અભયદેવસૂરિએ સસ્કૃતમા વિ સ ૧૧૨૦મા [2]ટીકા રચી છે આમા વિષયના વૈવિધ્યને લીધે એમણે પોતાનો જ્ઞાનભડાર ઠાલવવાનો અમૂલ્ય સુયોગ સાપડ્યો છે અને એમણે એનો લાભ લીધો છે એથી તો એમની આ ટીકા એમની અન્ય અગાદિની ટીકાઓ કરતા ચડિયાતી બની છે વળી આ ટીકા એમની બીજી બધી ટીકાઓ કરતા પહેલી રચાઈ હોય એમ લાગે છે

ઠાણના પાચમા અજ્ઝયણના પ્રથમ ઉદ્દેસગગત નિમ્ન લિખિત સુત્ત (સ સૂત્ર) આ વ્યાખ્યાનોનો વિષય છે -

---

૧ આ તેમજ અન્ય ઉપલબ્ધ તથા અનુપલબ્ધ આગમોની માહિતી માટે જુઓ મારુ પુસ્તક નામે **આગમોનુ દિગ્દર્શન.**

૨ ઠાણ ઉપર આ ટીકા રચાઈ તે પૂર્વે કોઈ જાતનુ વિવરણ લખાયુ હોય એમ જણાતુ નથી તેમા અભયદેવસૂરિ જાતે કહે છે કે આ સબધમા મને કોઈ પ્રાચીન સાધન મળ્યુ નથી

"पच महव्वया पण्णत्ता त जहा–सव्वातो पाणातिवायाओ वेरमण जाव सव्वातो परिग्गहातो वेरमणं । पचाणुव्वता पं० तं० थूलातो पाणाइवायातो वेरमणं, थूलातो मुसावायातो वेरमण थूलातो अदिन्नादाणातो वेरमण, सदारसतोसे इच्छा परिमाणे "

સુત્તની ચાલુ સખ્યાના હિસાબે આ ૩૮૯મુ સુત્ત છે એમાના એક અશ નામે "सव्वातो पाणातिवायाओ वेरमण" ને ઉદ્દેશીને અપાયેલા ૭૨ વ્યાખ્યાનોમાથી અહીં ૨૩ રજૂ કરાયા છે પ્રસગવશાત્ સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ વિષયો ઉપર પણ પ્રસ્તુત વ્યાખ્યાનો આગમોદ્ધારક જૈનાચાર્ય [1]શ્રીઆનદસાગરસૂરિજીએ એમની લાક્ષણિક પદ્ધતિએ અસાધારણ પ્રકાશ પાડ્યો છે, અને એ સ્વાભાવિક છે એનુ કારણ એ છે કે આગમોનુ જેવુ અને જેટલુ પરિશીલન એમણે કર્યું છે તેવુ અને તેટલુ કોઈ અજૈન વિદ્વાને તો શુ પણ કોઈ જૈન આધુનિક વિદ્વાને પણ અત્યાર સુધી તો કર્યું નથી એમણે આગમોનુ સપાદનકાર્ય હાથમા લીધુ તે પૂર્વે અન્ય સ્થળેથી થોડાક આગમો પ્રકાશિત થયા હતા, પણ શુદ્ધિ છાયા અને વિશિષ્ટ ટિપ્પણની દૃષ્ટિએ વિચાર કરતા એ પ્રકાશનો નિસ્તેજ જણાય છે જેમ આનદસાગરસૂરિજીનો આગમોનો અભ્યાસ અનન્ય કોટિનો છે તેમ એના ઉદ્ધારના કાર્યમા પણ એમનો અજબ ફાળો છે એમણે આગમોને શિલામા તેમજ તામ્રપત્રમા કોતરાવરાવી એને ચિરકાલીન બનાવ્યા છે આ પ્રમાણેની વિશિષ્ટ

૧ એમના જીવનની રેખા મે સસ્કૃતમા આલેખી છે જુઓ સ્તુતિચતુર્વિંશતિકાની ચાર ટીકા સહિત સપાદિત કરાયેલી મારી આવૃત્તિ (પૃ ૮ અ-૮ ઈ)

યોગ્યતાથી અલંકૃત સૂરિવર્યના વાણીરૂપ આ વ્યાખ્યાનો છે એટલે એ અભ્યાસપૂર્ણ, મનનીય, રસપ્રદ, વિચારપ્રેરક અને માર્ગદર્શક જણાય જ તેમા શી નવાઈ?

પ્રસ્તુત વ્યાખ્યાનો વિષે હુ વિશેષ કઇ કહુ તે પૂર્વે આ સૂરિવર્યના અ ય આગમોને અગેના [1]વ્યાખ્યાનોની સક્ષિપ્ત નોધ લઉં છુ, અને સાથે સાથે એમાથી જે અપ્રકાશિત હોય તે સત્વર પ્રકટ થવા જોઇએ એમ નમ્ર પરતુ ભારપૂર્વક સૂચવુ છું

| વિક્રમસવત્ | આગમ | સ્થળ |
|---|---|---|
| ૧૯૯૧ | [2]ઠાણ (ઠા૦ ૫, ઉ૦ ૧, સુ૦ ૧) | પાલીતાણા |
| ૧૯૯૨ | ભગવતી (સ૦ ૧, ઉ૦ ૧) | જામનગર |
| ૧૯૯૪ | નદી (સુ૦ ૧) | પાલીતાણા |
| ૧૯૯૫ | [3]સૂયગડ (સુય૦ ૨, અ૦ ૧) | અમદાવાદ |
| ૧૯૯૬ | અણુઓગદ્દાર (સુ૦ ૧–૩) | પાલીતાણા |
| ૧૯૯૭ | આયાર (સુય૦ ૧ અ૦ ૪) | પાલીતાણા |
| ૧૯૯૮ | ભગવતી (સુ૦ ૧, ઉ૦ ૧) | પાલીતાણા |
| ૧૯૯૯ | ભગવતી (સ૦ ૮, ઉ૦ ૧) | કપડવણજ |
| ૨૦૦૦ | સૂયગડ (સુય૦ ૨, અ૦ ૫) | મુબઈ |

૧ આગમોને અગે અપાયેના તમામ વ્યાખ્યાનો ઉતારી લેવાયા નથી જે નિરિબદ્ધ કરાયા છે તેની આ નોધ છે વ્યાખ્યાનો લિપિબદ્ધ કરવાન કાર્ય મુ મર્ગના વિ૦ સ૦ ૧૯૮૮ના ચાતુર્માસ દરમ્યાન શરૂ કરા્યુ હતુ

૨ આમાનો થોડોક ભાગ આ પુસ્તકમા છપાયો છે

૩ આને લગતા તમામ વ્યાખ્યાનો માગ ઉપક્ષેપ સહિત ગયે વર્ષે (વિ સ ૧૯૪૭મા છપાયા છે આ 'પુડરીય' અજ્ઝયણના બીજા સુત્તથી દસમા સુત્ત (પત્ર ... ૭૭આ) સુધીનાના સ્પષ્ટીકરણાદિ

ઉપર સૂચવાયા મુજબ ઠાણને અંગે એકંદર ૭૨ વ્યાખ્યાનો અપાયા છે, તેમાથી અ યારે તો ૨૩ વ્યાખ્યાનો અહીં પ્રસિદ્ધ કરાય છે અને બે ભાગમા વહેચી શકાય તેમ છે પહેલા ભાગમા पच महव्वया पण्णत्ता, त जहा એટલા સૂત્રાશમાના પ્રત્યેક શબ્દની સાર્થકના સચોટ ઉદાહરણ અને અકાટ્ય યુક્તિઓ દ્વારા વિચારાઈ છે, અને બીજા ભાગમા મન્ત્રાઓ पाणातिवायाओ वेरमणं વિષે, આ રીતે ઊહાપોહ કરાયો છે આ સ બ ધમા જે વિવિધ પ્રશ્નો ઊઠાવી એના જે ઉત્તરો રજૂ કરાયા છે તેની તારવણી મારા સોધી નાના પુ ર નલિનચન્દ્ર મને જરૂર જણાઈ ત્યા પૂછીને કરી છે અને એ ચોથા પરિશિષ્ટ રૂપે અતમા અપાઈ છે એટલે એ વિષે હુ વિશેષ કઈ કહેતો નથી આથી 'ઠાણ'ની રચનાનો હેતુ અને એના ત્રીજા ક્રમાકની સકારણતા વિષે જે અહીં અનેક વાર (જુઓ પૃ૦ ૨, ૫, ૭, ૯–૧૧ ઇત્યાદિ અને ખ સ કરીને પ્રત્યેક વ્યાખ્યાનનો પ્રાર ભિક ભાગ) ઊહાપોહ થયો છે તેની નોધ લઉં છુ

આચારનુ વ્યવસ્થિતપણુ એકના શ્રીઆચારાગ સૂત્ર માત્રથી થઈ શકે નહિ તો પછી વિચારનુ વ્યવસ્થિતપણુ એકલા શ્રીસૂત્રકૃતાગસૂત્રથી થઈ શકે જ નહિ આચારાગ અને સૂત્રકૃતાગ એ બે આપા સુધીની શીખામણ જેવા (પૃ ૭૩–૭૪)

આચારાગ અને સૂત્રકૃતાગની રચના અ ક્ષરની અને વિચારની કુચીઓ આપે છે દેહ સુધીનુ જ્ઞાન ઠાણાગજીને અ ગે ધ્યાનમા આવે ત્યારે આવી શકે (પૃ ૭૪–૭૫)

આ પ્રમાણે ઉ લેખ કરી ઠાણાગની રચનાનો હેતુ સ્પષ્ટપણે રજૂ કરાયો છે

ઠાણ એટલે વર્ગીકરણ કરનારી કૃતિ સમવાયનો પણ

વિષય આ જ છે તો પણ વર્ગીકરણ માટે બે કૃતિઓ કેમ એવો પ્રશ્ન પૃ ૭૫મા ઉઠાવાયો છે એનો ઉત્તર આ પૃષ્ઠમા અપાયો છે તે ઉપરથી નાના પાયા ઉપરનુ વર્ગીકરણ ઠાણમા છે એમ ફલિત થાય છે, કેમકે ઠાણનુ વર્ગીકરણ દસ જ સુધીનુ છે, જ્યારે સમવાયમા એ અનત સુધીનુ છે (અને એ એમા સકોચીને અપાયુ છે, પણ વસ્તુ એકે જતી કરાઈ નથી)

પ્રથમ આચાર, પછી વિચાર અને ત્યાર બાદ વ્યવસ્થા હોઈ શકે એ ઉપરથી આ ચાર આગમોના ક્રમની સકારણતા જાણ્યા પછી બાકીના માટે જિજ્ઞાસા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે પણ તે અહીં અપાયેલા ૨૩ વ્યાખ્યાનોથી તૃપ્ત થાય તેમ નથી આગમોને અગેના અન્ય વ્યાખ્યાનોમા પણ આ વિષય વિષે ઊહાપોહ હોય એમ જાણવામા નથી આથી પહેલા અગિયાર અગોને લક્ષીને પ્રસ્તુત વ્યાખ્યાનકારે આ સબધમા એક સળગ અને રમ્ય કલ્પના જે આગમમહિમામા કરી છે એ સૂચવુ છુ એ માટે હુ આ અપ્રસિદ્ધ કૃતિમાથી ત્રણ પદ્યો અત્ર રજૂ કરૂ છુ વિશેષમા હુ એનો ગુજરાતી અનુવાદ પણ આપુ છુ –

" हिंसानृतादीन्यशुभानि धामे
त्युशन्ति सन्तोऽपि परे हि तीर्थिका ।
पदस्थायवन्धानि विदन्तु विज्ञा
आचाराङ्ग मनसा श्रयन्ति ॥ १४ ॥[1]
ज्ञाताया भूरिसम्पत्तीतरजनस्तेन्यानि जु साध्वसम्
तद्वत् तीर्थिकसम्भव श्रुतिमतश्चारित्रिणस्तद् ध्रुवम् ।
अङ्ग सूत्रस्य तत गणधरैराचारसूत्रात् पर
तत तर्काङ्कितसत्यमागममिम विज्ञा श्रयन्तु श्रियै ॥ १५ ॥[2]

१ उपजाति-छन्दस् २ शार्दूलविक्रीडित

दृष्ट्वा चित्त गतचन्द्रभय श्रेष्ठिना गण्यतेऽङ्ग
सौवर्ण तत्र मुख्य गणयति नदिया ग्रान् ज्ञातान् सुदृग्यान्।
सत्या कर्तुं मनसि विधूनवान्स्तत् तृतीय सन्ङ्ग
स्थानाख्य द्यागमज्ञ प्रतिदिनमनघ श्रीयते मनेशुद्धया॥११६॥[1]

સર્વે અન્યતીર્થિકો હિંસા, અસત્ય ઇત્યાદિને અશુભ પાપનુ ધામ કહે છે, પરતુ છ જીવનિકાયના બન્ધ વગેરેને જાણનારા વિબુધો આચાર નામના અગનો આશ્રય લે છે-૧૧૪

જેમ ખૂબ સપત્તિ થાય ત્યારે ઇતર જનો તરફથી ચોરી વગેરેનો ભય ઉત્પન્ન થાય છે તેમ શ્રુતજ્ઞાનનાગા સચયીને તીર્થિકો તરફથી આવો ભય નક્કી ઉત્પન્ન થાય છે આથી આચારગ્રન્થ (આચારાગ)ની આગળ (અર્થાત્ એની રચના બાદ) ગણધરોએ સૂત્રકૃત નામનુ અગ રચ્યુ, એ આ તર્કથી આપ્ત સગ્રમ સ્વરૂપી આગમનો આશ્રય વિબુધો કલ્યાણને માટે લે-૧૧૫

(ચો) ચરજના ભયથી મુખ્ય ગનેનુ એવુ ધન મેળવીને લોક દુકાને એને ગણે છે તેમા જેમ એ સોનાને મુખ્ય માને છે તેમ સમ્યગ્દૃષ્ટિ જન સુધીના પદાર્થો ગણે છે સખ્યા અથાત્ છયત્તા કરવાને માટે એણે એ ત્રીજા શુભ અગ નામે સ્થાનને મનમા ધારણ કર્યુ, કેમકે આગમના જાણકારો એ પવિત્ર અગનો સર્વદા શુદ્ધ ભાવે આશ્રય લે છે-૧૧૬

**સ્થાપના અને રચનાના ક્રમમા ભેદ**-પૃ ૮ મા કહ્યુ છે તેમ આચાર વગેરે અગો જે ક્રમે રચાયા છે તે જ ક્રમે એની સ્થાપના થઇ નથી રચના તો સૌથી પ્રથમ બારમા અગ

1 મ કાન્તા નવ। આ ચિહ્નથી સૂચમાન સૂચન ૦ અને ધનથી આચાર અનિતન છે

નામે દિટ્ઠિવાયના અગ્રગણ્ય અંશરૂપ પુવ્વગયની—એના ચૌદ ભાગરૂપ પુવ્વ (સં પૂર્વ)ની કરાઇ છે

વ્યાખ્યાતાએ પૃ ૨૮૨ મા 'પૂર્વ' કહેવાનુ કારણ એ દર્શાવ્યુ છે કે એની રચના સૌથી પહેલા થાય છે સ્થાપનાના ક્રમમા આ દિટ્ઠિવાયનો—ચૌદ પુવ્વનો અન્ત છેલ્લો છે અને આચારનો પહેલો છે

ચૌદ પુવ્વોમા બધી જ બાબતો આવી જાય છે તો પછી આયાર વગેરે રચવાનુ શુ કારણ? આ પ્રશ્નનો ઉત્તર પૃ ૨૮૪–૫ મા અપાયો છે

**દ્વાદશાગીનુ બહુમાન**—દ્વાદશાગીનુ મહત્ત્વ અસાધારણ છે અને એનુ સન્માન પણ એને અનુરૂપ છે આના સમર્થનાર્થે હુ પૃ ૨૪૯ની છેલ્લી કંડિકામાથી નીચે મુજબનો ઉતારો રજૂ કરીશ –

તીર્થંકર મહારાજા પણ ગણધર દીક્ષા લે છે ત્યારે તો સામાન્ય નામસ્મરણ કરે છે કિન્તુ દ્વાદશાગીની રચના વખતે તેઓ ઊભા થઈને વાસક્ષેપ કરે છે તથા અંગો ભણ્યા પછી અનુજ્ઞાનો વખત આવે ત્યારે ઇન્દ્ર થાળ લઇને ઊભા રહે

**શ્રુતરૂપ પુરુષના બાર અંગ**—નદી (સુ ૪૪)ની જિનદાસગણિ મહત્તરે રચેલી ચુણ્ણિ (પત્ર ૪૭)મા આ સબધમા નીચે મુજબ પદ્ય છે —

"पादयुग जघोरू गातदुगद्ध च दो य बाहू ता ।
गीवा सिर च पुरिसो बारस अगो सुतविसिट्ठो ॥"

આ ઉપરથી જાણી શકાય છે કે આયાર અને સૂયગડ એ બે પગ છે ને ઠાણ અને સમવાય એ બે જઘા છે અર્થાત્ ઘૂંટીથી ઘૂંટણ સુધીના ભાગ છે આ રીતે વિચારતા દિટ્ઠિવાય તે

મસ્તક છે

**વ્રત**—'વ્રત' શબ્દના અર્થ સબંધી ઊહાપોહ પૃ ૧૪૫મા કરાયો છે એ વાચતા મને કેટલાક વિચારો સ્ફુરે છે તે નોધુ છુ 'વ્રત' એ સંસ્કૃત શબ્દ ગુજરાતીમા પણ વપરાય છે **સાર્થ ગૂજરાતી જોડણીકોશમા** એના બે અર્થ અપાયા છે (૧) નિયમપૂર્વક આચરવાનુ પુણ્યકર્મ અને (૨) અમુક કરવા ન કરવાનો ધાર્મિક નિશ્ચય **અભિધાનચિન્તામણિ** (કાડ ૩, શ્લો ૫૦૭)મા વ્રત માટે નિયમ અને પુણ્યક એમ બે પર્યાયો અપાયા છે પુણ્યકનો અર્થ 'પુણ્ય' કરાયો છે અને વ્રતને માટે "व्रियते उपवासादि यत्र व्रतम्" એવો ઉલ્લેખ એની સ્વોપજ્ઞ વિવૃતિમા કરાયો છે

**મહાવ્રત**—અભિ૦ ચિ૦ના બીજા કાડના ૧૧૧મા પદ્યમા મહાદેવના પર્યાયો ગણાવતી વેળા 'મહાવ્રતી'નો ઉલ્લેખ છે એની સ્વોપજ્ઞ વિવૃતિમા "महाव्रतं कापालिकलिङ्गं विद्यतेऽस्य महाव्रती" એવો ઉલ્લેખ છે આમ અહીં મહાવ્રતથી કાપાલિકનુ ચિહ્ન સૂચવાયુ છે, પણ આ અર્થ અત્ર પ્રસ્તુત નથી એવી રીતે વૈદિક સાહિત્યના અંગરૂપ બ્રાહ્મણ ગ્રન્થોમા વપરાયેલા 'મહાવ્રત'ના અર્થ વિષે પણ કહી શકાય તેમ છે, કેમકે એ તો એક પ્રકારના ક્રિયાકાડનુ-વિધિનુ નામ છે[1] એથી એ પણ અહીં અપ્રસ્તુત છે અહીં તો જેને 'યામ' તરીકે પણ ઓળખાવાય છે એનો-મહાવ્રતનો વિચાર કરાયો છે

**જૈન ગીતામા** અહિંસાદિ પાચ મહાવ્રતોનુ નિરૂપણ છે

---

૧ આ વિધિ ક્યારે કરાતી ઇત્યાદિ બાબતો આર્થર બી કીથે સંપાદિત આરણ્યક પર જે પરિશિષ્ટ સહિત છપાયુ છે તેમા ચર્ચા છે આ સમગ્ર પરિશિષ્ટ (૧ ૧૩ ૮૧) મહાવ્રતને જ ઉદ્દેશીને લખાયેલુ છે

આ પુસ્તકના સબંધમા પર્વદેશનાના ઉપક્રમ(પૃ ૨૪)મા ઉલ્લેખ છે તેમા જે ક્રમ નોધાયો છે તેને બદલે નવ પદ, નવ તત્ત્વ, પાચ મહાવ્રત, સાત ક્ષેત્ર, ત્રણ તત્ત્વ તેમજ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ક્રમ જોઈએ એમ આ ગીતાનુ નિમ્ન લિખિત અન્ત્ય પદ્ય જોતા જણાય છે

'पूज्याराध्यपदानां नवक जीवादीनां नवतत्त्याऽनु ।
पचकमथ महाव्रतकं चैत्यादीनि च सन्ति तु सप्त ॥ १ ॥
देव साधुर्धर्मो रत्नान्यापु ज्ञानं दृक्चारित्रे ।
इत्येषा गीता जैनीया षट्त्रिंशदध्यायसमेता ॥ २ ॥

ત્રણ મહાવ્રતો—જૈન દર્શનમા સ્યાદ્વાદને લક્ષીને આચાર અને વિચાર વિષે ઊહાપોહ કરાયો છે અને તે પણ એટલી હદ સુધી કે સ્યાદ્વાદ-દર્શનને જૈન દર્શનનો પર્યાય ગણવામા આવે છે સ્યાદ્વાદ એટલે અપેક્ષાવાદ મહાવ્રતોની સખ્યા પરત્વે પણ આ વાદને સ્થાન છે એથી તો આપણે મહાવ્રત તરીકે-સાર્વભૌમ વ્રત તરીકે-એક અને અદ્વિતીય વ્રત તરીકે અહિંસાનો નિર્દેશ કરીએ છીએ અન્ય રીતે વિચારના મહાવ્રતો ત્રણ છે એમ સૂયગડ (સુય ૧, અ ૧૦, સુ ૨)ની શીલાઙ્કસૂરિકૃત ટીકા જોતા જણાય છે સ્પષ્ટ શબ્દોમા કહુ તો શીલાકસૂરિ 'અદિન્ન' સમજાવતા કહે છે કે અદત્તાદાનના નિષેધથી પરિગ્રહનો નિષેધ આવી જાય છે, અને અપરિગૃહીતનુ સેવન થતુ નથી એટલે અબ્રહ્મચર્યનો પણ નિષેધ કહેવાયો છે આ ઉપરથી આપણે મહાવ્રત ત્રણ છે એમ કહી શકીએ એ ત્રણ મહાવ્રતો તે સર્વ પ્રાણાતિપાતથી વિરમણ, સર્વ મૃષાવાદથી વિરમણ અને સર્વ અદત્તાદાનથી વિરમણ છે

ત્રણ યામ—કેટલાક એવી ગેરસમજ ધરાવે છે કે પહેલા

અને છેલ્લા તીર્થંકરોએ પાંચ મહાવ્રત કહ્યા છે, જ્યારે બાકીના બાવીસ તીર્થંકરોએ ચાર જ કહ્યા છે આ સબંધમાં પૃ ૮૩ માં એ વાત દીવા જેવી સ્પષ્ટ સમજાવાય છે કે કોઇ તીર્થંકરે મહાવ્રતની સંખ્યા ચારની કહી નથી જેમણે 'ચાર'નો ઉલ્લેખ કર્યો છે તેમણે મહાવ્રત'ને બદલે 'યામ' શબ્દ વાપર્યો છે વિશેષમાં 'બહિદ્ધાદાન'માં બહિદ્ધાથી 'અબ્રહ્મ' અને આદાનથી 'પરિગ્રહ' સમજવાના છે એટલે ચાર યામ કહો કે પાંચ મહાવ્રતો કહો તેમાં અર્થદૃષ્ટિએ કશો ફેર પડતો નથી

અહીં હું એક વિલક્ષણ બાબતનો નિર્દેશ કરું છું આયારે (સુય ૧, અ ૮, ઉ ૧, સૂ ૧૯૭)માં તો ત્રણ યામનો ઉલ્લેખ છે પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે —

" जामा तिन्नि उदाहिया "

આ સંબંધમાં આની ટીકામાં શીલાંકસૂરિએ કહ્યુ છે કે અદત્તાદાન અને અબ્રહ્મનો પરિગ્રહમાં અન્તર્ભાવ થતો હોવાથી 'ત્રણ યામ ગણાયા છે અહીં યામ' શબ્દ 'મહાવ્રત'ના અર્થમાં વપરાયો છે આમ પાંચ મહાવ્રતોને બદલે ત્રણ ગણાવાયા છે

ચાર યામ—સૂયગડના છેલા અજ્ઝયણમાં ચાતુર્યામરૂપ ધર્મનો ઉલ્લેખ છે વિયાહપણ્ણત્તિ (સ ૯, ઉ ૩૨)માં પાર્શ્વનાથના સંતાનીય ગાગેયે ચાતુર્યામ ધર્મને છોડીને મહાવીર સ્વામીનો પંચમહાવ્રતરૂપ ધર્મ અંગીકાર કર્યાની વાત છે નાયાધમ્મકહા (સુય ૧, અ ૧૯, પત્ર ૨૧૮)માં પુંડરીકે ચાતુર્યામ ધર્મ સ્વીકાર્યાની વાત છે ઉત્તરજ્ઝ (અ ૨૩)માં કેશીના ચાતુર્યામરૂપ ધર્મનો નિર્દેશ છે આમ પાર્શ્વનાથના અનુયાયીઓના સંબંધમાં ચાતુર્યામની હકીકત જોવાય છે, જ્યારે મહાવીરસ્વામીના શિષ્યાદિના અંગે પાંચ મહાવ્રતનો ઉલ્લેખ જોવાય છે નાયાધ

(સુય ૧)ના 'સેલગ' નામના અજ્ઝયણમા થાવચ્ચાપુત્તે પાચ મહાવ્રતોની હકીકત કહી તે અને ચાતુર્માસિક પ્રતિક્રમણનો ઉલ્લેખ છે એ નેમિનાથના તીર્થમા કેવી રીતે ઘટે તે વિચારવા જેવુ છે

**પાચ યામ**—સમવાય (સુ ૨૫)મા 'યામ' શબ્દ મહાવ્રતના અર્થમા ,અને તે પણ પાચ યામ (જામ) એમ સ્પષ્ટ રીતે નિર્દેશાયેલ છે પ્રસ્તુત પક્તિ નીચે મુજબ છે

'પુરિમ-પચ્છિમગાણ તિથગરાણ પચજામસ્સ પણવીસ ભાવણાઓ પણ્ણત્તા"

આ એક અપવાદ સિવાય પાચ મહાવ્રતને બદલે પાચ યામનો ઉલ્લેખ અન્યત્ર હોય એમ જણાતુ નથી એ ગમે તે હો,[1] કોઈ સ્થળે 'મહાવ્રત' શબ્દના નિર્દેશપૂર્વક એની સખ્યા પાચથી ઓછી કે વધાર દર્શાવાઈ હોય એમ જાણવામા નથી, અને એથી મહાવ્રત પાચ જ એમ જે વ્યાખ્યાતાએ ભારપૂર્વક કહ્યુ છે તે યથાર્થ છે

**વૃક્ષ અને વાડ**—[2]અહિંસા એ વૃક્ષ છે ને બીજા મહાવ્રતો

---

૧ આને અગેની ભાવનાઓ વાચનાન્તરમા આવશ્યક અનુમાન જણાય છે એમ અભયદેવસૂરિએ આ ટીકા (પત્ર ૪૫અ)મા કહ્યુ છે

૨ આગમોમા અહિંસાનો સિદ્ધાન્ત એ વિષય ઉપર વિસ્તૃત લેખ તયાર કરવામા મને મુબઈ વિદ્યાપીઠ તરફથી મળેલુ સશોધન-દાન પ્રેરક બન્યાથી હુ આ લેખ લખી શક્યો આનદની વાત તો એ છે કે આ લેખના ત્રણ હપ્તા અત્યાર સુધીમા આ વિદ્યાપીઠના સામયિકમા પ્રકાશિત થયા છે અને મ યસન્ભ ? બાકીનો ચોથો હપ્તો આવતે વર્ષે પ્રગટ [illegible] પહેલા હપ્તા તરીકે પ્રકરણ ૧-૫ Vol No 21મા પૃ ૮૦-૧૧૮ મા બીજા હપ્તા તરીકે પ્રકરણ ૬-૮ No 22 મા પૃ ૬૭-૯ મા અને ત્રીજા હપ્તા તરીકે પ્રકરણ ૯ ૧૧ અને બે પરિશિષ્ટ

એ તો એ અહિંસાની વાડો છે એમ પૃ ૨૪૯મા ઉલ્લેખ છે આને લગતો સમર્થનાત્મક પાઠ રજૂ કરાયો નથી એટલે હુ એ આપુ છુ દિગબર વિદ્વાન અકલકે તત્ત્વાર્થવાર્તિકની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ ૨ ૯)મા આ સબધમા નીચે પ્રમાણે કહ્યુ છે —

'अहिंसा सर्वषु व्रतेषु प्रधानमनन्तवचनमर्त्येत्ययन । पुन पुन प्राधान्यम्¹ न्तरपान्तपरिपान्नार्थत्वाद्धतराणि हि मन्या नीति व्रतानि सस्यत्रतिपरिस्थिपवन् अहिंसापरिपान्ना र्गानि

યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત હરિભદ્રસૂરિએ પણ મોગમા 'नित्यानित्यपक्षखडन' અષ્ટક (શ્લો ૫)ના આ બાબત કહી છે પ્રસ્તુત શ્લોક નીચે મુજબ છે –

'अहिंसैषा मता मुख्या स्वर्गमोक्षप्रसाधनी ।
एतत्सरक्षणार्थं च न्याय्य सत्यादिपालनम् ॥५॥

ચોમા એકાન્તનિત્યવાદખણ્ડના અષ્ટકના શ્લો ૩ ની જિનેશ્વરસૂરિકૃત વૃત્તિ પણ જોવી ઘટે

સ્વરૂપ-હિંસા અને સ્વદયા-સ્વરૂપ-હિંસાના સબધમા પૃ ૯૦-૭૦મા નિરૂપણ છે અને સ્વદયાનુ લક્ષણ પૃ ૯૭મા અપાયુ છે

---

૧૦ ૨ મા (પૃ )મા છપાયા પછી તેના શ્લોકો મ ૧૧૪ મા બીજે ૧ સ ૧૧૪૭મા અને તે આ વાર પ્રસિદ્ધ થયો

¹ अभावे सर्वतस्त्या अहिंसाऽपि न तत्त्वत ।
सत्यादीन्यपि सर्वाणि नाहिंसासाधनत्वत ॥ ३ ॥

આ વૃત્તિ (પ ૭)મા નીચે મુજબ અવતરણ છે —

एक्क चिय इत्थ वय निद्दिट्ठ जिणवरेहि सव्वेहि ।
पाणइवायविरमणमवसेसा तस्स रक्खट्ठा॥

**ચાતુર્યામ સંવર**—દીઘનિકાયના સામઞ્ઞફલસુત્તમાં નિગ્ગંઠ 'ચાતુર્યામસંવર'થી સંયમી હોવાનો ઉલ્લેખ છે એ તમામ જળ પરત્વે તેમજ તમામ પાપને અંગે સંયમી છે એણે તમામ પાપ ધોઈ નાખ્યાં છે અને બધા પાપોનો સામનો કરતો એ જીવે છે એમ એ માને છે

દીઘનિકાય (૩, પૃ ૪૮ ઇત્યાદિ)માં બુદ્ધ હિંસા, ચોરી, અબ્રહ્મચર્ય અને અસત્ય એમ ચારને અંગે સંયમ ધારણ કરવાનો ઉપદેશ આપ્યો છે

**પંચશિક્ષિત ધર્મ**—પૃ ૧૪૬મા એવો ઉલ્લેખ છે કે પાતંજલે યમોને નામે અને બૌદ્ધોએ શિક્ષાને નામે પાંચ મહાવ્રતો માન્યા છે આ હકીકત મને ઉત્તરજ્ઝયણ (અ ૨૩)ના નીચે મુજબના ૨૩મા પદ્યનું સ્મરણ કરાવે છે -

'चाउज्जामो य जो धम्मो जो इमो पंचसिक्खिओ ।
देसिओ वद्धमाणेण पासेण य महामुणी ॥"

અર્થાત્ જે ચાતુર્યામ-ચાર યામરૂપ ધર્મ છે તે મહામુનિ પાર્શ્વે ઉપદેશ્યો છે, જ્યારે આ જે પંચશિક્ષિત-પાંચ શિક્ષારૂપ ધર્મ છે તે વર્ધમાને-મહાવીરસ્વામીએ બતાવ્યો છે

**આનુષંગિક બાબતો**—પુરુષાર્થનું નિરૂપણ એ એક આનુષંગિક બાબત છે એનું એકંદર સ્વરૂપ જાણવા માટે આપણે નીચે મુજબના પૃષ્ઠ તરફ દૃષ્ટિ કરવી ઘટે

૨૭, ૩૬, ૪૦, ૬૨, ૪૩, ૫૫ ઇત્યાદિ

મલયગિરિસૂરિએ હારિભદ્રીય ધમ્મસંગહણિની ટીકા (પત્ર ૭ અ)માં પુરુષાર્થના નિરૂપણ માટે ધર્મઆગની ટીકા જેવાની ભલામણ કરી છે એ ઉપરથી જાણી શકાય છે કે પુરુષ

નિરૂપણ યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત હરિભદ્રસૂરિએ **ધર્મસાર**મા કર્યું છે શુ આ **ધર્મસાર** કે એની ટીકા કી હાથપોથી કોઈ સ્થળે છે ખરી અને હોય તો કયા ?

દીક્ષા ક્યારે લેવાય એ પ્રશ્ન પૃ ૮મા ચર્ચાયો છે ૫ દર વર્ષની ઉમ્મર થયા પૂર્વે ન અપાય તેનુ કારણ અજૈનોની આશ્રમ-વ્યવસ્થાને એ બાધક બને છે એમ નથી કિન્તુ સ્વામિ-અદત્ત'નો દોષ લાગે માટે એનાથી બચવા આવુ બધારણ ઘડાયુ છે

પૃ ૨૧મા દીમા ક્ષમાશ્રમણ દે છે એમ કહ્યુ છે

પૃ ૩૩મા પૂજા વિષે ચર્ચા છે

પૃ ૧૩૦મા શકરાચાર્યને જોઈને જગન્નાથની મૂર્તિ ઊ ધી થઈ ગયાનો અને પૃ ૧૩૧મા અલ્લોપનિષદ્નો ઉલ્લેખ છે

પૃ ૧૩૫મા સાધુ અને ગૃહસ્થ વચ્ચેના ભેદનુ નિરૂપણ છે

પૃ ૧૭૮મા સત્રાહિનુ સ્નાન વિચારાયુ છે

પૃ ૨૦૩મા શ્રેણિક મહારાજે સુલસનુ કામ કર્યું એ વાત છે તે દસવેયાલિય (અ ૩)ની ચુણ્ણિ (પત્ર ૯ )મા જોવાય છે

**સ્થાનકવાસી દિગબરો વગેરે**—પૃ ૮, ૧૧ અને ૧૪૨ મા સ્થાનકવાસી યાને ઢુઢીઆ વિષે, પૃ ૧૧ અને ૩૫મા દિગબરો વિષે અને પૃ ૮૮મા શાન્તિસાગરીય વિષે કેટલીક હકીકત અપાઈ છે

**પરમાણુના સ્વરૂપ પરત્વે ચાર માન્યતા**—નૈયાયિકો ને વૈશેષિકોને મતે ગાળીકામા બારીક કળિયાનો છઠ્ઠો ભાગ તે 'પરમાણુ' છે પૌરાણિકો અને વેદાન્તીઓને મતે જાળિયાની વચમાથી સૂર્યનુ તેજ આવતુ હોય તે વખતે દેખાતા રજનો

નીસમો ભાગ તે 'પરમાણુ' છે આધુનિક કોઈ વૈજ્ઞાનિકના મતે બારીક કણિયાના બે કરોડ અગણોતેર લાખ કટકા સૂક્ષ્મદર્શક યન્ત્રથી જોઈ શકાય છે જૈન દૃષ્ટિએ અનન્ત વ્યાવહારિક પરમાણુ મળે ત્યારે કણિયો થાય

આ પ્રમાણેની હકીકત પૃ ૧૪૮-૯મા અપાઈ છે.

**પાણીના સ્વરૂપ સબધી મતાતરો—સૂયગડ પ્રમાણે** પાણીનુ સ્વરૂપ પૃ ૧૫૦મા દર્શાવાયુ છે પૃ ૧૪૯મા આ સબધમા આધુનિક વૈજ્ઞાનિકોનુ કથન રજૂ કરાયુ છે અને સાથે સાથે નૈયાયિક-વૈશેષિકનુ મન્તવ્ય આપી એને હાસ્યાસ્પદ બનાવાયુ છે

**અબ્રહ્મથી નવ લાખ ગર્ભજનો નાશ**—એક વારના અબ્રહ્મના સેવનથી નવ લાખ ગર્ભજોની હાનિ થાય છે એમ જે પૃ ૧૫૩મા કહ્યુ છે તે વાતને સમર્થન કરનાર પાઠ છે અબ્રહ્મના સેવનથી નવ લાખ સૂક્ષ્મ જીવોનો નાશ થાય છે એમ રત્નશેખરસૂરિએ સંબોધસત્તરિના નીચેના પદ્યમા કહ્યુ છે —

"मेहुणसण्णारूढो नव लक्ख हणेइ सुहुमजीवाण ।
तित्थयरेण भणिय सद्दहियव्व पयत्तेण ॥ ६२ ॥"

આના ઉપર ગુણવિનય વાચકની વ્યાખ્યા છે એના પત્ર ૪૮અમા નીચે મુજબની બે ગાથાઓ છે –

"पचिंदिया मणुस्सा एगनरभुत्तनारिगब्भमि ।
उक्कोस नव लक्खा जायती एगहेलाए ॥
नव लक्खाण मज्झे जायइ इक्कस्स दुण्ह व समत्ती ।
सेसा पुण एमेव य विलय वच्चति एमेव ॥"

'વાત્સ્યાયને પણ યોનિમા જન્તુનો સદ્‌ભાવ છે' એવા ઉલ્લેખપૂર્વક હેમચન્દ્રસૂરિએ યોગશાસ્ત્ર ( પ્ર ૨ ) મા

[1]નિમ્નલિખિત પદ્ય આપ્યું છે —

"લત્તા ઽન્મય સૂક્ષ્મા મન્દુમધ્યાધિશક્તય ।
જન્મયમંસુ ષણ્ડાનિ જનયન્તિ તથાવિધામ ॥ ૮૦ ॥"

અર્થાત્ લોઢીમાથી ઉત્પન્ન થયેલા સૂક્ષ્મ (અપ્રત્યગ) તેમજ મન્દ, મધ્યમ અને અધિક શક્તિવાળા કરમિયા યોનિઓને વિષે એ પ્રકારની શક્તિ અનુસાર ખજવાળ ઉત્પન્ન કરે છે

મણિનાગ યક્ષ (નાગ)નુ ઉદાહરણ—પૃ ૮૭મા આ યક્ષનો ઉલ્લેખ છે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યક ભાષ્યમા આઠ નિહ્નવોનો અધિકાર વિસ્તારથી આપ્યો છે તેમા પાચમા નિહ્નવ ગગને અગે એમણે કહ્યુ છે કે એમને એમના ગુરુએ સમજાવ્યા છતા જ્યારે એઓ ન જ સમજ્યા ત્યારે એમને (સઘ) બહાર કર્યા પછી એ ગગ (વિહાર કરતા કરતા) રાજગૃહે ગયા અને ત્યા એક સમયે બે ક્રિયા(ના ઉપયોગ)ની પ્રરૂપણા કરવા મડ્યા એ વેળા ત્યા રહેતા મણિનાગે એમને ભય અને યુક્તિથી કહ્યુ એટલે તેઓ પ્રતિબોધ પામ્યા (જુઓ ગાથા ૨૪૫૦) આની ટીકામા 'મલધારી' હેમચન્દ્રસૂરિએ કહ્યુ છે કે મણિનાગે ભય બતાવીને કહ્યુ કે ગગ! તમે ખોટી પ્રરૂપણા કેમ કરો છો? મે આજ સ્થળે મહાવીરસ્વામીને પૂર્વે એમ કહેતા સાભળ્યા છે કે એક જ સમયમા એક જ ઉપયોગ હોઈ શકે આવસ્સયચુણ્ણિ (ભા ૧, પૃ ૪૨૪)મા મણિનાગ નામના નાગની વાત છે ગંગને પર્ષદામા વિપરીત પ્રરૂપણા કરતા સાભળી એ બોલી ઊઠ્યો કે તુ ખોટી પ્રરૂપણા ન કર મહાવીરસ્વામીને

---

૧ આની રચના [illegible]મા અક્ષરના મેળનો સૂક્ષ્મ ઢગો સ્પષ્ટ [illegible] એ વાત [illegible] હરિભદ્રસૂરિએ પણ [illegible] અષ્ટકના સાતમા [illegible]મા આ હકીકત જણાવી છે

મે જાતે એક સમયમા બે ઉપયોગ ન હોય એમ કહેના આભળ્યા છે શુ તુ એમના કરના ડાહ્યો છે? ખોટી પ્રરૂપણા કર્યા કરશે તો હુ તને મારી નાખીશ

ન્યાય—પદાર્થના-મત યના-નિરૂપણ માટે વ્યાખ્યાનકાર લોકોક્તિનો—ન્યાયનો આશ્રય લે છે દા ત પૃ ૨૧મા "कोप कोपन पूर्ज्येत्" એ ન્યાયનો નિર્દેશ છે પૃ ૧૧૫મા એમણે [1]"તુબડીમા કાકરા"નો ન્યાય એવો ઉલ્લેખ પાત્ર મડાવતો એટલુ બોધમ કહીને બેગી રહેનારને ઉદ્દેશીને કહ્યો છે પૃ ૭૭૨મા એમણે "કાપોતિકા ન્યાય"નુ અમેયમા નિરૂપ દર્શાવી એ ન્યાયે ઋષિને મારનાર અનતા વૈરને સ્પર્શ્યો છે' એમ કહ્યુ છે આ ન્યાયગત ભાવ દસવેયાલિયચુણ્ણિ (પત્ર૧૨૯-૧૩૦)મા નીચે મુજબ રજૂ કરાયો છે —

"एगो काहारो तलागे दो घड़ा पाणियस्स भरिऊण कावोडीए वहइ। सो एगो आउक्कायक्काओ तेसु घडेसु दुहा कओ। तत्थ सो काहारो गच्छंतो पक्खलिओ। एगो घडो भग्गो। तम्मि जो आउक्काओ सो मओ, इतरम्मि जीवइ। तस्स अभावे सोऽवि भग्गो। ताहे तेण पुव्वमएण मारिओ त्ति भण्णइ।"

એક કાવડિયો તળાવમાથી બે ઘડા પાણીના ભરીને કાવડ વહન કરે છે એણે એક જળકાયને બે ઘડામા વિભક્ત કર્યો એ કાવડિયો જતો હતો તેવામા એ સ્ખલના પામ્યો એક ઘડો ભાગી ગયો તેમા જે જળકાય હતો તે મરણ પામ્યો, અને બીજો જીવતો હતો પહેલા (ઘડા)ના અભાવમાં એ (બીજો ઘડો) પણ ભાગ્યો આથી પેલા પૂર્વ મરનારે એણે માર્યો એમ કહેવાય છે

---

[1] તુબડીમા બને ગનો હોય તેણુ જો એન મોટુ બ ર રોપ તો એ નો શા મમના? એને કોઈ કાર ગણે તો શુ થાય?

આ હકીકત હરિભદ્રસૂરિએ આવશ્યકની ટીકા (પત્ર ૭૭૦ આ) મા નીચે મુજબ આપી છે —

"एक्को काओ दुहा जाओ' एक काय-क्षीरकाय द्विधा जात, घटद्वये न्यासात्। तत्र एकस्मिन्नपि एको मारित। जीवन् मृतेन मारितस्तदेतत्कथमिति ब्रूहि हे मानव! केन कारणेन? कथानकं यथा प्रतिक्रमणाध्ययने परिहरणायामिति गाथार्थः। भार[ काय ]श्चात्र क्षीरभृतकुम्भद्वयोपेता 'कापोती' भण्यते भारश्चासौ कायश्च भारकाय। अन्ये भणन्ति भारकाय कापोतीयेवोच्यते इति"

**જાતિસ્મરણ ને ક્ષેમ કર નાસ્તિક**—પૃ ૧૭૨મા કહ્યુ છે કે જાતિસ્મરણ મિથ્યાદૃષ્ટિને પણ થાય પૃ ૧૭૫મા ક્ષેમકર નાસ્તિકને ઊલટુ જાતિસ્મરણ થયાની વાત છે તે દેવસુન્દરસૂરિના શિષ્ય ક્ષેમકરગણિકૃત **ષટ્પુરુષચરિત્ર**[1] (પત્ર ૧૨ના) આધારે અપાઈ છે

**સૌભાગ્ય-પચમી**—પૃ ૨૭૫મા એવો ઉલ્લેખ છે કે "કોઈ પણ જૈન જ્ઞાનથી વિરુદ્ધ નથી, જ્ઞાનનુ આરાધન કરે-નારા છે, સૌભાગ્ય-પચમીએ **નમો નાણસ્સ** કહેનારાવાળા છે' આમ જે અહીં સૌભાગ્ય-પચમીનો નિર્દેશ છે તેને અગેની વ્યાખ્યાતાની દેશના **પર્વદેશના** (પૃ ૧૫૫ ૨૧૬)મા છપાઈ છે અને આ પર્વની મહત્તા ઇત્યાદિને લગતુ મારુ લખાણ આના ઉપક્રમમા છપાયુ છે એટલે હુ આ સબધમા અહીં કશુ કહેતો નથી

**પ્રકીર્ણક**—તામલિ તાપસની ઉત્કટ તપશ્ચર્યાનુ અ લ્પ ફળ આવ્યુ તેનુ કારણ સવરની ઉપાદેયતામા એને શ્રદ્ધા ન હતી

---

૧ આ ચરિત્ર દે લા જૈ પુ સસ્થા તરફથી ગ્રંથાક ૨૪ તરીકે ઇ સ ૧૯૧૫મા છપાયુ છે

એમ પૃ ૧૮૯મા ઉવેખાયુ છે

પૃ ૧૯૧મા ઔષધિના પ્રભાવે તળાવનુ કાચુ સચિત્ત જળ અચિત્ત બન્યાની અને તૃષાતુર પાચમે સાધુઓને મહાવીરે પ્રત્યાખ્યાન કરાવાની જે હકીકત અપાઇ છે તે વાત આચાર (૧, ૧, ૩, સુત્ત ૨૪) ની શીલાકસૂરિકૃત ટીકાનો આધાર છે

ઉદાહરણો—વ્યાખ્યાનકારનો કેવળ શાસ્ત્રીય બોધ જ ઉચ્ચ કોટિનો છે એમ નથી, લૌકિક બાબતોનુ પણ એમણે બહોળુ જ્ઞાન છે અને એ સ્વાભાવિક છે આનુ કારણ એ છે કે જૈનોનુ પ્રૌઢ અને પ્રાચીન સાહિત્ય જે એકલી ધાર્મિક હકીકતો જ ન રજૂ કરતા એના સ્પષ્ટીકરણાદિ ને માટે લૌકિક કિસ્સાઓ–કહાનીઓ–રીતરિવાજોની પણ પુષ્કળ માહિતી પૂરી પાડે છે તેના એઓ અખડ અને વિશિષ્ટ અભ્યાસી છે વળી એઓ ચાલુ જમાનામા બનતા બનાવોથી પણ પરિચિત રહે છે આથી એમના વ્યાખ્યાન સાભળનારને પુષ્કળ આનદ મળે છે પ્રસ્તુત પુસ્તકમા જે ઉદાહરણો–દ્રષ્ટાતો છે તેમાના કેટલાક નીચે મુજબ છે –

પૃ ૨૯–૩૦ રેવતીનુ દાન, પૃ ૪૨ લૉર્ડ કર્ઝન ને મોગલોની તુલના પૃ ૫૦–૫૧, ૨૦૮ મરુદેવાની મુક્તિ, પૃ ૫૭ ઔરગઝેબનો પરાજય, પૃ ૧૩૬, ૨૯૭ પૃથ્વીચદનુ કેવળજ્ઞાન, પૃ ૧૪૧ ગોશાળાનો પ્રસગ, પૃ ૧૭૦ નાસ્તિકને જાતિસ્મરણ પૃ. ૧૭૮, ૧૮૮ – તામલિ તાપસ, પૃ ૧૮૫ નાગિલાથી સન્માર્ગ, પૃ ૨૦૬–૭ કમલપ્રભાચાર્યની નીડરતા પૃ ૨૪૪ કાલકાચાર્યનો સદેશો, પૃ ૨૫૫–૮ સુબુદ્ધિ પ્રધાન ને ખાઇનુ જળ, પૃ ૨૮૪–૨૮૫ દસ શેર ઘી પચાવનાર દુર્બલિકાપુષ્પમિત્ર પૃ ૨૯૧ ચન્દ્રગુપ્તની અચળ

શ્રદ્ધા પૃ ૩૦૦ ગૌતમસ્વામીની ઉપેક્ષા પૃ ૩૦૧ શિવકુમારનો ભાવ, પૃ ૩૦૯ મહાવીરસ્વામીની અફળ દેશના અને પૃ ૩૧૭–૮ ભરત ચક્રીના ઉદ્ગાર

**લૌકિક દૃષ્ટાંતો ઇત્યાદિ.** આ પુસ્તકમા લૌકિક દૃષ્ટાંતો છે જેમકે,

| | |
|---|---|
| પૃ ૧૪ એક નીધો માર આપ્યા | પૃ ૧૯ બિલાડીને ગળે ઘટડી |
| પૃ ૨૪ નવી વહુ ને વાછરડુ | પૃ ૨૦૯—૨૧૦ બના ગઇ |
| પૃ ૩૬ શેઠનો છોકરો | પૃ ૨૧૫– ત્રીજો ઓરડે ચોથો |
| પૃ ૩૬ વાણિયો ને મિયા | |
| પૃ ૫૯ નવ કુકડીની રમત | પૃ ૨૧૯–૨૨૦ મૂર્ખાની સમજણ |
| પૃ ૧૦૭–૮ પ્રધાનનુ કથન | |
| પૃ ૧૧૧ શેઠના છ છોકરાનુ ઉદાહરણ | પૃ ૨૩૫ ચોરનીના ચારમો |

**વિશિષ્ટ શબ્દો**—આ વ્યાખ્યાનોમા કેટલાક શબ્દ એવા વપરાયા છે કે જેનો અર્થ જનતાના અમુક ભાગને ભાગ્યે જ ખબર હોય આ શબ્દો એના સ્થળ (પૃષ્ઠાક) તેમજ અર્થ સહિત હુ નર્દી આપુ છુ

**અનકેશી** (પૃ ૨૫૪) સસ્કૃતમા 'અનકેશિન' શબ્દ છે એ **અમરકોશ** (કાણ્ડ ૨, વર્ગ ૪, શ્લો૦ ૭) **અભિધાન ચિન્તામણિ** (કાણ્ડ ૪ શ્લો૦ ૧૯૦) ઇત્યાદિમા જોવાય છે એનો અર્થ વન્ધ્ય-અફળ છે આથી 'અનકેશી'થી નિષ્ફળ સમજવાનુ છે સસ્કૃત 'અનક'નો અર્થ 'શૂન્ય' છે

**કારમીણુ પત્થર** (પૃ ૧૯) સોનાનો કસ જોવાની પથરી યાને કસોટી 'કારમીણુ' એ કોઇ અશુદ્ધ શબ્દ હોય એમ લાગે

છે અર્થ તો પૂર્વાપર સબધ જોઈને એ દર્શાવ્યો છે

**કોળીનાળી** (પૃ ૧૦૪) કોળી અને એના જેવો અનાય જાતિનો માણસ

**તાલબાજ** (પૃ ૫૭) એક તો તાડનુ ઝાડ ઊચુ હોય અને તેના ઉપર બાજ જેવુ ચકોર પક્ષી બેઠુ હોય-કદાચ ઊડતુ હોય એ નિશાન ન ચૂકે તે 'તાલબાજ' કહેવાય એમ લાગે છે આથી 'અતિકુશળ' એવો આનો અર્થ હશે

**દાધારગા** (પૃ ૨૦૧), **દાધારગી** (પૃ ૨૪૯) દાધારગુના અદેખુ અને ગાડિયુ એમ બે અર્થ થાય છે અહીં બીજો અર્થ પ્રસ્તુત છે

**ફટાઈઆ** (પૃ ૮૭) "સાર્થ ગુજરાતી જોડણીકોશ"મા આ શબ્દ નથી પણ એને બદલે ફગાયો અને ફટૈયો શબ્દ છે 'ફગાયો'નો અર્થ "વારસાનો ભાગ લઈ ભાઈથી જુદો પડેલો ઠાકોર" એમ કરાયો છે

**મકસદ** (પૃ ૧૫) આનો અર્થ મુરાદ, ઈરાદો છે

**માઢ** (પૃ ૨૦૦) આના ત્રણ અર્થ થાય છે (૧)મહેલ યાને મેડીવાળુ સુદર મકાન, (૨) વાસ યાને મહોલ્લો અને (૩) માડ યાને એક જાતનો રાગ પણ અહીં (પૃ ૨૦૦) તો કોસમા આગણાનો એક ભાગ એવો અર્થ અપાયો છે

**શાસા** (પૃ ૨૦૪) ખરો શબ્દ 'આસા' છે અને એનો અર્થ 'મુશ્કેલી' છે

વિશિષ્ટ લક્ષણો-વ્યાખ્યાઓ—વ્યાખ્યાનકારને જૈન દર્શનનુ રહસ્ય ઘણી સારી રીતે સમજાયુ છે એટલુ જ નહિ પણ એ તારે તાર છૂટા પાડીને સમજાવી શકે એવી રીતે એમણે આ દર્શનનો અભ્યાસ કર્યો છે આથી સચોટ શબ્દોમા

વિલક્ષણ સ્વરૂપમા એઓ કેટલાક પારિભાષિક શબ્દોના લક્ષણો—એની વ્યાખ્યા રજૂ કરી શકયા છે એ ચાર નમૂનાજ ન આપતા આવા ઘણાખરા લક્ષણાદિ હુ અત્ર રજૂ કરુ છુ, જોકે એથી આ ઉપોદ્‌ઘાત થોડોક લબાય છે અને વિષયોનુ યથાયોગ્ય માપ સચવાવામા એ વિઘ્નરૂપ બને છે આ રહ્યા એ લક્ષણાદિ

**અગાર ધર્મ**—ખાળે ડૂચા ને દરવાજા મોકળા એટલે અગાર ધર્મ (૧૧૨)

**અજ્ઞાન**—વિરતિનુ ઉપાદેયપણુ ન જાણે તે અજ્ઞાન (૩૧૫)

**અણુવ્રત**—ભાગતા ચોરની લગોટી તે અણુવ્રત (૩૭)

**અતિચાર**—દરવાજા બધ કરવાની ભાવના જણાવે તે અતિચાર (૧૧૪)

**અદત્તાદાન**—પાડોશીની પોક તે અદત્તાદાન (૧૪૩)

**અનિષ્ટ વિષય**—મોક્ષનો સાગરીત તે અનિષ્ટ વિષય (૨૭૫)

**અનુયોગ**—ઉદ્દેશ સમુદ્દેશ ને અનુજ્ઞા થઈ ગયા હોય તે અનુયોગ (૨૪૧)

**અન્ય લિંગ**—મોક્ષને ઊંધુ મારનાર તે અન્ય લિંગ (૧૩૩)

**અબ્રહ્મ**—હિંસા, ચોરી ને જૂઠ રૂપ કચ્ચાબચ્ચાવાળો દુર્ગુણ તે અબ્રહ્મ (૧૪૩)

**અર્થ**—બાહ્ય સુખ એનુ નામ અર્થ (૨૭)

**આચાર**—વિચારનો બાપ ને આચાર (૧૮૪)

, શાસનનુ મૂળ તે આચાર (૨૪૦)

, જૈન શાસનનો સિક્કો એ આચાર (૩૦૨)

**આચારાંગ અને સૂયગડાંગ**—બાપા સુધીની શિખામણ

તે આચારાગ અને સૂયગડાગ (૭૪)
ઇષ્ટ વિષય—મોક્ષની ભુગળ તે ઇષ્ટ વિષય (૨૭૫)
ઉત્સૂત્ર-પ્રરૂપણાને અગે જૂઠુ બોલવામા આવે તે ઉત્સૂત્ર (૧૪૦)
,,—પ્રરૂપણાને અગે નિયમિત કરેલા પદાર્થોમા વિરુદ્ધ બોલે તે ઉત્સૂત્ર (૧૪૦)
ઉપકરણ—સયમના ઉપકારમા વર્તે તે ઉપકરણ (૨૧૧)
કર્તવ્ય અવગુણ ઉપર દ્વેષ એ કર્તવ્ય
,,—અવગુણના ખોદણા અને ગુણનો રાગ એ કર્તવ્ય (૨૩૩)
કામ પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ એનુ નામ કામ (૪૩)
કારક સમ્યક્ત્વ—જે કહેવુ તે કરવુ તેનુ નામ કારક સમ્યક્ત્વ (૧૦૨)
કારણ-જે વસ્તુ ન હોય અને જે ન, બને, પણ વસ્તુ હોય અને બને તે તેનુ ખરૂ કારણ કહેવાય (૨૧૩)
કુદેવ—હથિયાર ધારણ કરે તે કુદેવ (૧૩૨)
કેવળજ્ઞાન—આત્માને જણાવનાર કાટો તે કેવળજ્ઞાન (૧૪૭)
કેવલી—બે ઘડીથી વધારે અપ્રમાદી હોય તે કેવલી (૧૪૭)
ક્રૂરતા—મોક્ષની વચ્ચે બરોબર આડી આવે તે ક્રૂરતા (૧૨૮)
,,—જે સત્યાનાશ કાઢી નાખે તે ક્રૂરતા (૧૨૮)
ખીલો—પૌદ્‌ગલિક ઇચ્છા તે ખીલો (૧૯૯)
ગણધર—રિપોર્ટ લેનાર એટલે ગણધર (૧૧૮)
,,—ક્ષેત્રાતરના ને કાલાતરના ભાવિકોને અને સાભળનારને બોધ કરાવનાર તે ગણધર (૧૧૮)
,,—મધુ બધારણ આગમને આધારે સૂત્રરૂપે ગૂથનાર તે ગણધર (૧૨૦)
ગણધરની રચના—જીવોને મોક્ષમાર્ગમા લાવવા, રાખવા ને

વધારવાનું કાર્ય કરી શકનારી રચના તે ગણધરની રચના (૧૨૦)

ગાડો—વિચાર આવે તે ગળે નહિ ને વર્તન કરે તે ગાડો (૨૧૦)

ગીતાર્થ—સ્થાનાગમાં દાખલ થાય તે ગીતાર્થ (૬૦)

„—આચારપ્રકલ્પથી વધારે ભણેલો તે ગીતાર્થ (૬૬-૬૭)

ગ્રંથિભેદ—ઇષ્ટ વિષય તરફની પ્રીતિ અને અનિષ્ટ વિષયનો દ્વેષ નીકળી જાય તે ગ્રંથિભેદ (૨૭૫)

ચરણકરણનું લોઢું—ભગવાનના સ્વરૂપને અંગે છાપ મારનારું લોઢું તે ચરણકરણનું લોઢું (૧૦૯)

ચાર અનુયોગ—સોનું, રૂપું, હીરા અને લોઢાની ખાપ તે ચાર અનુયોગ (૧૦૭)

ચારિત્ર—સાધુનો ઘોડો તે ચારિત્ર (૮૩)

„—તીર્થની જડ તે ચારિત્ર (૩૧૧)

„—આત્માનો સ્વભાવ તે ચારિત્ર (૨૯૮)

ચૈત્ય—હથિયારનું મરવાનું તે ચૈત્ય (૧૦૮)

ચોથું ગુણઠાણું—વાઝણીને ઘેર વિવાહના માંડવા જેવું જે ગુણસ્થાન તે ચોથું ગુણઠાણું (૪૭)

ચોથું ગુણઠાણું—વિચારનું પરાવર્તન તે ચોથું ગુણઠાણું (૪૭)

ચોથું પાપસ્થાનક—ચારે પાપસ્થાનકોનો બાપ તે ચોથું પાપસ્થાનક (૧૫૭)

ચોથું મહાવ્રત—ચારિત્રની જડરૂપ શાસનના મૂળરૂપ ને પ્રવૃત્તિને અંગે પહેલા, બીજા, ત્રીજા ને પાંચમાના બાપ સમાન તે ચોથું મહાવ્રત (૧૫૩)

ચોથું મહાવ્રત—જાળીઓ અને બારીઓ વિનાનું મહાવ્રત તે ચોથું મહાવ્રત (૧ ૨)

જગતના જમાદાર—તીર્થંકરભગવાન તે જગતના જમાદાર(૧૭૫)

જીવ—જે જીવ્યો, જીવે છે અને જીવશે તે જીવ (૨૬૨)

જૈનત્વનુ તત્ત્વ—સ્થાવર કાયને જીવ તરીકે માનવો તે જૈનત્વનુ તત્ત્વ (૨૯૧)

જૈન મત—ઉપદેશ દ્વારા વધવા પામેલો મત તે જૈન મત (૧૩૧)

જૈન શાસન—કરે તે ભોગવે ને ન કરે તે પણ ભોગવે એવા નિયમવાળુ શાસન તે જૈન શાસન (૩૦૬)

જ્ઞાન આત્માની જડ તે જ્ઞાન (૨૯૩)

,,—જેના પરિણામમા સદાચાર હોય તે જ્ઞાન (૨૦૫)

ઠાણાગ—જગતના સર્વ પદાર્થોનુ વર્ગીકરણ તે ઠાણાગ (૧૦)

,,—જે 'વર્ગીકરણ' જાણવાની, સમજવાની, ઉપયોગ કરવાની લાયકાત આઠ વર્ષે આવે છે તે ઠાણાગ (૧૧)

,,—દરેક પદાર્થની ઇયત્તા એટલે ઠાણાગ

,,—સમનગણની સરવે ( Survey ) અર્થાત્ માપણી એટલે ઠાણાગ (૫૮)

,,—શાસ્ત્રોની સરવે તે ઠાણાગ (૫૮)

,,—શાસનદોરી લેવાની લાયકાત અપાવે તે ઠાણાગ (૧૮૭)

,,—સમવાયાગના અનત સુધીના વર્ગીકરણની ભૂમિકા તે ઠાણાગ (૭૬)

તીર્થ—સાધુપણાની ઉત્પત્તિથી ઉત્પત્તિ જેની હોય અને સાધુના છેડાથી જેનો છેડો આવે તે તીર્થ (૨૫૧)

તીર્થ કર—પચ મહાવ્રતોની પ્રરૂપણા કરે તે જ તીર્થ કર (૬૮)

દુર્જન-બીજાના બાપ તે દુર્જન (૪૧)

દેવ—પવિત્ર, અહિસક, મમતાભાવ રહિત હોય તે દેવ (૧૮૭)

,, —ઘાતિકર્મનો ક્ષય કરીને વીતરાગ સર્વજ્ઞપણાની સ્થિતિને પામેલા તે 'દેવ' (૨૯૫)

દેવલોક—મોક્ષને ઘણગ્યું મેલનાર તે દેવલોક (૪૫)
દેશવિરતિ—સર્વવિરતિનો અપવાદ તે દેશવિરતિ (૫૫)
દેશવિરતિ સર્વવિરતિ—દારૂગોળા તે દેશવિરતિ ને સર્વ-
વિરતિ (૧૬૮)
દ્રવ્ય—દુ ખ-જન્મ, જરા અને મરણનુ દુ ખ તે દ્રવ્ય-
દુ ખ (૧૯૨)
દ્રવ્ય—પૂજા-સર્વવિરતિ મેળવવાની ભાવનાએ કરાતી
ભગવાનની પૂજા તે દ્રવ્ય પૂજા (૧૯૩)
ધર્મ—મોક્ષ પ્રાપ્તિનુ સાધન એનુ નામ ધર્મ (૪૩)
,,—જે ધર્મની દોરી મોક્ષની સાથે બધાએલી હોય તે
ધર્મ (૨૨૮)
,,—સપૂર્ણ સસારનુ નિવારણ તે ધર્મ (૪૫)
નઠારો—જે દુરાચારનો સખી ને નઠારો (૨૪૭)
નયાભાસ—પોતાની ગાતા બીજાની ગબડાવે તે નયાભાસ (૧૫૭)
નાસ્તિકનુ જાતિસ્મરણ—કેરી પાકતા થતો વગોળિયો તે
નાસ્તિકનુ જાતિસ્મરણ (૧૭૩)
નિર્ગ્રંથ—જેના વિના તીર્થ નહિ તે નિર્ગ્રન્થ (૨૫૧)
નિશાળ—ભગવાન્ મહાવીરનુ શાસન તેવક્ર જડની નિશાળ (૧૬૮)
પરિગ્રહ—અનાદિ કાળથી રખડાવનાર તે પરિગ્રહ (૧૬૭)
,,—કકાસની જડ તે પરિગ્રહ (૧૯૪)
,,—પાપની જડ તે પરિગ્રહ (૧૮૪)
,,—સયમોપકરણ સિવાય જે કાઇ વસ્તુ હોવી તેનુ નામ
પરિગ્રહ (૧૯૬)
,,—મૂર્છા તેનુ નામ પરિગ્રહ (૧૯૭)
પર્યુષણ—જૈન ધર્મમાથી આખા જગતને અમર કરનારૂ પર્વ
નીકળ્યુ હોય તો તે પર્યુષણ (૨૪૪)

પાપ—અશુભ પુદ્‌ગલોનુ વેદન તેનુ નામ પાપ (૭૨)
,,—પુણ્યનો પાયો તે પાપ (૨૩૨)
,,—પદાર્થનુ સ્વરૂપ જે છે તેનાથી ઊલટુ બોલવુ તે પાપ (૧૭૮)
પુણ્ય—શુભ પુદ્‌ગલોનુ વેદન તેનુ નામ પુણ્ય (૭૮)
પુદ્‌ગલાસ્તિકાય—બધી સ્ત્રી, કુટુબકબીલો વગેરે તે પુદ્‌ગલાસ્તિકાય (૨૯૮)
પુરુષાર્થ—જે લીધુ તે કોઈ કાળે પણ છોડવાનુ ન હોય તેનુ નામ 'પુરુષાર્થ' (૫૫)
પૈસો—દુનિયામા ઉપદ્રવની જડ તે પૈસો (૨૪૨)
પૌદ્‌ગલિક દુ ખ અનિષ્ટ વિષયો એ જ પૌદ્‌ગલિક દુ ખ (૨૭૫)
પ્રથમ ગણધર તીર્થ તરીકે તરવાનુ સાધન તે પ્રથમ ગણધર (૧૧૯)
પ્રમાણ—પોતાના ગુણ ગાય પણ બીજાની દરકાર રાખીને ગાય તે પ્રમાણ (૧૫૭)
પ્રવચન—ચારે વર્ણવાળો શ્રમણપ્રધાન જે સઘ તે પ્રવચન (૧૧૯)
પ્રશસ્ત—દ્વેષ- અવગુણ ઉપર દ્વેષ કરવો તે પ્રશસ્ત દ્વેષ (૨૩૨)
,, મિથ્યાત્વ, કષાય અને અવિરતિ ઉપર દ્વેષ તે પ્રશસ્ત દ્વેષ (૨૩૨)
પ્રશસ્ત—રાગ—ગુણ અને ગુણી એ બેના ઉપર રાગ એનુ નામ પ્રશસ્ત રાગ (૨૩)
બળવાખોર—જેને શાસન શુ, ધર્મ શુ એમ હોય તે બળવાખોર (૧૦૯)
બાદર—જેને બચાવવા માટે ઓછો પ્રયત્ન કરવો પડે તે બાદર (૧૯૯)
ભાવના—સમ્યગ્દર્શન, જ્ઞાન ને ચારિત્રને ધારણ કરનારાને અગે અદ્વિતીય ભક્તિ તે ભાવના (૧૯૦)

ભાવના—અનત અસાર મટાડી દે તે ભાવના (૧૯૦)
ભાવ-હિંસા-હિંસાના કારણરૂપ પ્રમત ચો । તે ભાવ હિંસા(૨૨૪)
મહાવ્રત—પાચે આશ્રવોથી ત્રિવિધ, ત્રિવિધ વિરમવુ તેનુ નામ મહાવ્રત (૧૪૬)
„—સર્વથી વિરતિ હોય તે મહાવ્રત (૧૪૬)
„—'દેવ'તત્ત્વનુ નિરૂપણ કરવામા પહેલે નબરે ઉપયોગી થનાર વ્રત તે મહાવ્રત (૧૮૮)
„—પ્રતિજ્ઞાપૂર્વક ભિન્ન ભિન્નાએ અરિહતાદિકની સાક્ષીએ હિંસાદિકથી સર્વથા વિરમવાની પ્રતિજ્ઞા તે મહાવ્રત (૮૪)
„—શાસનના સ્તભ તે મહાવ્રત (૧૩૨)
માળા—અજ્ઞાનનુ મોહનુ ચિહ્ન તે માળા (૩૦૦)
મિથ્યાત્વ—ધર્મ મોક્ષને માટે છે એવુ ધ્યેય જેનુ હોય નહિ, તે પછી દેવલોક માટે ધર્મ કરે તેનુ નામ મિથ્યાત્વ (૨૨૮)
મૂર્છા—જેની પાસે જે વખતે જે હોય તેમા જે જકડાય તે મૂર્છા (૧૯૬)
મૃષાવાદ—અનતા ગુણ પૈકી એક અશનો વિપર્યાય કરવાની બુદ્ધિ તે મૃષાવાદ (૧૭૯)
„—ઔરાની પોક તે મૃષાવાદ (૧૪૩)
„—અત કરણની પ્રતીતિ તત્ત્વાદિકને અગે અવળી થાય ત્યા મૃષાવાદ (૧૪૨)
„—પ્રાણોનો સર્વથા નાશ કરનાર ગરડીનુ જુઠુ તે મૃષાવાદ (૧૪૨)
મોક્ષ—આત્મીય સુખ એનુ નામ મોક્ષ (૨૭)
મોહ—ઉદરની ટૂક જેવો જે હોય તે મોહ (૨૭૩)

**રૌદ્ર ધ્યાન**–હિંસા, જૂઠ, ચોરીના વિચારો એટલે રૌદ્ર ધ્યાન (૧૬૬)

**લશ્કરી**—શાસનના હિત માટે, ફાયદાને માટે, જગતના બચાવને માટે અને ઉદ્ધારને માટે જેની બુદ્ધિ હોય તે લશ્કરી (૧૬૯)

**વધ**–પર્યાયનો નાશ, દુઃખની ઉત્પત્તિ અને પરિણામની કિલષ્ટતા તે વધ (૨૫૨)

**વર્ગીકરણ**—એક એક વસ્તુ કયી કયી રીતે જુદી બોલી શકાય, સમજાવી શકાય તે માટે મૂળ ભેદો, પેટા ભેદો, ભેદાતર બધુ જણાવવામા આવે તે વર્ગીકરણ (૧૪૪)

**શહેનશાહ**—છ જીવનિકાયની દયાનુ નિરૂપણ કરનાર તે શહેનશાહ (૨૯૦)

**શહેનશાહત**—છ જીવનિકાયનુ રક્ષણ તે જૈનશાસનની શહેનશાહત (૨૮૯)

**શાસન**—જે દહાડે સાધુપણું થાય તે દહાડે જેની પ્રવૃત્તિ હોય અને જે દહાડે સાધુપણું બંધ થાય તે દહાડે જે બંધ થાય તે **શાસન** (૨૫૧)

**શાસ્ત્ર**—અપ્રસિદ્ધ વાત કહે તે શાસ્ત્ર (૨૦)

**શ્રુતસ્થવિર**—ઠાણાંગ અને સમવાયાંગને ધારણ કરનારો તે શ્રુતસ્થવિર (૨૦૭)

**સમ્યક્ત્વ**—મનથી પરિગ્રહને મોકળો કરવાની બુદ્ધિ તે સમ્યક્ત્વ (૧૮૧)

**સયોગિકેવલી**—કેવળજ્ઞાન પામેલા ને વિચરતા મુનિવર તે સયોગિકેવલી (૨૧૪)

**સંયમ**—આત્મ-પ્રાણ એ સંયમ (૨૮૨)

**સંવર**—નિર્જરાનુ કાર્ય કરનાર તે સંવર (૧૭૯)

**સર્વ આરાધક**—ઘરનુ ને બહારનુ સહન કરે તે

ભાવના—અનંત સંસાર મટાડી દે તે ભાવના (૧૯૦)
ભાવ-હિંસા હિંસાના કારણરૂપ પ્રમત્ત યોગ તે ભાવ હિંસા(૨૭૪)
મહાવ્રત—પાંચે આશ્રવોથી ત્રિવિધ, ત્રિવિધ વિરમવું તેનું નામ મહાવ્રત (૧૪૦)
„—સર્વથી વિરતિ હોય તે મહાવ્રત (૧૪૬)
„—'દેવ'તત્ત્વનું નિરૂપણ કરવામાં પહેલે નંબરે ઉપયોગી થનાર વ્રત તે મહાવ્રત (૧૮૮)
„—પ્રતિજ્ઞાપૂર્વક ભિન્ન ભિન્નતાએ અરિહંતાદિકની સાક્ષીએ હિંસાદિકથી સર્વથા વિરમવાની પ્રતિજ્ઞા તે મહાવ્રત (૮૪)
„—શાસનના સ્તંભ તે મહાવ્રત (૧૩૨)
માળા—અજ્ઞાનનું-મોહનું ચિહ્ન તે માળા (૩૭૦)
મિથ્યાત્વ—ધર્મ મોક્ષને માટે છે એવું ધ્યેય જેનું હોય નહિ, તે પછી દેવલોક માટે ધર્મ કરે તેનું નામ મિથ્યાત્વ (૨૮)
મૂર્છા—જેની પાસે જે વખતે જે હોય તેમાં જે જકડાય તે મૂર્છા (૧૯)
મૃષાવાદ—અનંતા ગુણ પૈકી એક અંશનો વિપર્યાય કરવાની બુદ્ધિ તે મૃષાવાદ (૧૨૯)
„—અંધારાની પોક તે મૃષાવાદ (૧૪૩)
„—અંત:કરણની પ્રતીતિ તત્ત્વાદિકને અંગે અવળી થાય ત્યાં મૃષાવાદ (૧૪૨)
„—પ્રાણોનો સર્વથા નાશ કરનાર ગડડીનું જાુઠ તે મૃષાવાદ (૧૪૨)
મોક્ષ—આત્મીય સુખ એનું નામ મોક્ષ (૨૭)
મોહ—ઉંદરની ફૂંક જેવો જે હોય તે મોહ (૨૭૩)

**રૌદ્ર ધ્યાન**–હિંસા, જૂઠ, ચોરીના વિચારો એટલે રૌદ્ર ધ્યાન (૧૬૬)

**લશ્કરી**—શાસનના હિત માટે, ફાયદાને માટે, જગતના બચાવને માટે અને ઉદ્ધારને માટે જેની બુદ્ધિ હોય તે લશ્કરી (૧૦૯)

**વધ**–પર્યાયનો નાશ, દુ:ખની ઉત્પત્તિ અને પરિણામની ક્લિષ્ટતા તે વધ (૨૫૨)

**વર્ગીકરણ**—એક એક વસ્તુ કયી કયી રીતે જુદી ઓળખી શકાય, સમજાવી શકાય તે માટે મૂળ ભેદો, પેટા ભેદો, ભેદાન્તર બધુ જણાવવામા આવે તે વર્ગીકરણ (૧૪૪)

**શહેનશાહ**—છ જીવનિકાયની દયાનુ નિરૂપણ કરનાર તે શહેનશાહ (૨૮૦)

**શહેનશાહત**—છ જીવનિકાયનુ રક્ષણ તે જૈનશાસનની શહેનશાહત (૨૮૯)

**શાસન**—જે દહાડે સાધુપણુ થાય તે દહાડે જેની પ્રવૃત્તિ હોય અને જે દહાડે સાધુપણુ બધ થાય તે દહાડે જે બધ થાય તે **શાસન** (૨૫૧)

**શાસ્ત્ર**—અપ્રસિદ્ધ વાત કહે તે શાસ્ત્ર (૭૦)

**શ્રુતસ્થવિર**—ઠાણાગ અને સમવાયાગને ધારણ કરનારો તે શ્રુતસ્થવિર (૦૭)

**સમ્યક્ત્વ**—મનથી પરિગ્રહને મોકળો કરવાની બુદ્ધિ તે સમ્યક્ત્વ (૧૮૧)

**સયોગિકેવલી**—કેવળજ્ઞાન પામેલા ને વિચરતા મુનિવર તે સયોગિકેવલી (૭૧૪)

**સયમ**—ભાવ-પ્રાણ એ સયમ (૨૮૭)

**સવર**—નિર્જરાનુ કાર્ય કરનાર તે સવર (૧૭૦)

**સર્વ આરાધક**—ઘરના ને બહારનુ સહન કરે તે

આરાધક (૩૨૦)
સહી—જય વીતરાય એ સહી (૧૯૩)
સાધુ—ચારિત્રરૂપ ગુણમાં રહેલો હોય તે સાધુ (૨૧૯)
સાધુ મહાત્મા—એકેંદ્રિયના આરંભનો ડર જેને ખરેખર લાગ્યો હોય તે સાધુ મહાત્મા (૩૪)
સારો—સદાચારનો સખી તે સારો (૨૪૭)
,,—ક્ષણભર સદાચારને ન છોડે તે સારો (૨૪૭)
સૂક્ષ્મ—જેને બચાવવા માટે તીવ્ર પ્રયત્ન કરવો પડે તે સૂક્ષ્મ (૨૩૯)
સૂયગડાંગ—મિથ્યાત્વી તરફથી આવતા વચનરૂપી બાણોમાંથી બચવાના રસ્તાઓ બનાવનારૂં અંગ તે સૂયગડાંગ (૫)
,,—મિથ્યાત્વીના ખોટા નિયમોનું પોકળ કાઢનાર અંગ તે સૂયગડાંગ (૭)
,,—જેનાથી દર્શન મોહનીયનો, મિથ્યાત્વમોહનીયનો અને ચારિત્રમોહનીયનો જય મેળવાય છે તેનું નામ સૂયગડાંગ (૮)
,,—શ્રદ્ધાની મજબૂતી કરનાર અંગ તે સૂયગડાંગ (૫૭)
સ્થાનાંગ—બચાવ માટે ઉભી કરાયેલી દીવાદાંડી એનું નામ સ્થાનાંગ (૨૦૮)
સ્વદયા—પોતાના આત્મા સબંધી દયા તે સ્વદયા (૭૭)
સ્વલિંગ—જિનેશ્વરનો વર્ગ તે સ્વલિંગ (૨૮૯)
હિંસા—ગુંડાશાહી એટલે હિંસા (૧૧૭)
,,—સર્વ ગુણોનો નાશ કરનાર તે હિંસા (૧૨૯)
,,—પ્રમત્ત યોગરૂપ બરા ભાવવાળો અને પ્રાણના નાશરૂપનું બારદાનવાળો દુર્ગુણ તે હિંસા (૨૨૨)
,,—મરણની પોક તે હિંસા (૧૪૩)

ઉપસંહાર—વ્યાખ્યાનોનો મુખ્ય ઉદ્દેશ હિંસા અને અને અહિંસાના સ્વરૂપની બને તેટલી માહિતી આપવી અને તે માટે યુક્તિ, ઉદાહરણ ઇત્યાદિનો પૂરતો ઉપયોગ કરવો એ રખાયો હતો અને તે સારી રીતે પાર પડયો છે વ્યાખ્યાતાએ અહીં જે નિરૂપણ કર્યું છે એ ઉપરથી પાચ મહાવ્રતો ઉપર અને ખાસ કરીને અહિંસાને અનુલક્ષીને મહાનિબન્ધ લખવો હોય તો તેને માટે મહામૂલ્યશાળી વિવિધ અને વિશિષ્ટ સામગ્રી આ વ્યાખ્યાનો પૂરા પાડે છે આ વ્યાખ્યાતાના અહિંસા સાથે સબધ ધરાવનાર કેટલાક લેખો "સિદ્ધચક્ર"મા પ્રસિદ્ધ થયા છે એની હુ અહીં નોધ લેવી દુરસ્ત સમજુ છુ—

| વર્ષ | અક | પૃષ્ઠ | વિષય |
|---|---|---|---|
| ૪ | ૯ | મુખપૃષ્ઠ ૨ | અહિંસાની મહત્તા |
| ૭ | ૧૩-૧૪ | ૩૨૧ | જૈનો અને અહિંસા |
| ૯ | ૧૦ | પીઠપૃષ્ઠ ૨ | ભીખમપથી (તેરાપથી)-ઓને લાયક નેત્રાજન |
| ૯ | ૨૩-૨૪ | ,, ૨ | શ્રીજૈન શાસનમા અહિંસાનુ ઉચ્ચ સ્થાન કેમ? |

૧ આ પાક્ષિક (વર્ષ ૧૪ અ ૧૨, પૃ ૨૭૬ ૨૮૦)મા વ્યાખ્યાતાએ સસ્કૃતમા રચેલી સિદ્ધ-ષટ્‌ત્રિંશિકા શ્રીમાણિક્યસાગરસૂરિજીના ગુજરાતી અનુવાદ સહિત છપાયેલી છે

| | |
|---|---|
| સ્થાનકવાસીની ભૂલ | ૧૧ |
| આઠ વર્ષ પર્યાયે ઠાણાગ | ૧૧ |
| પ્રશ્ન-ગૃહસ્થોને શાસ્ત્રો વાચવામા શી અડચણ ? | ૧૧ |
| દસ્તાવેજ વકીલ દ્વારા | ૧૨ |
| લાયસન્સ | ૧૨ |
| સ્થાનાગની સ્થિતિ આઠ વર્ષની કેમ રાખી ? | ૧૨ |
| પચ મહવ્વયા પણ્ણત્તા | ૧૩ |
| મહાવ્રતોની ચાર અને પાચ સખ્યા અગે પ્રશ્ન | ૧૩ |
| એક લીપો-સાઠ આપ્યાનુ દૃષ્ટાન્ત | ૧૪ |
| ચાર અને પાચ મહાવ્રતોનુ સમાધાન | ૧૪ |
| ખડિદ્ધાદાનનો અર્થ | ૧૫ |
| વક્ર અને જડપણાને લીધે પાચ મહાવ્રત | ૧૫ |
| કાયદામા સુધારો | ૧૬ |
| ઘન લેતા પરિણામ | ૧૬ |
| નમની હિંસાનાગા અગે | ૧૭ |
| 'મેહુણાઓ વેરમણ' જુદુ કહેવાનુ તાત્પર્ય | ૧૭ |
| 'સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણ' શા માટે ? | ૧૮ |
| માના છોકરાને પોરે એ દૃષ્ટાન્તથી વક્ર જડના ધર્મ ની ઘટના | ૧૮ |
| ધગકના દૃષ્ટાન્ત તથી મહાવ્રત ફેરવવાની ઘટના | ૧૯ |
| વક્ર-જડ માટે શબ્દ પલટો | ૨૦ |
| 'પરિગ્રહ' શબ્દ વાપરવાનો ખુલાસો | ૨૦ |
| પરિગ્રહની વ્યાખ્યા | ૨૧ |
| આચાર્યો પણ પૂર્વાચાર્યોને આધીન છે | ૨૧ |
| મૂર્છા ન કહેતા પરિગ્રહ શા માટે ? | ૨૨ |
| સયમના ઉપકરણમા પણ મૂર્છા ન રખાય | ૨૩ |

| | |
|---|---|
| મનુષ્યદેહ મોક્ષની નીસરણી છે | ૨૩ |
| નવી વહુનુ વાછરડાને રોટલો ખવડાવવુ | ૨૪ |
| સાધુએ લેવુ જોઈતુ વાછરડાનુ દૃષ્ટાન્ત | ૨૪ |
| પુસ્તકના પૂઠામા મમતા કરવા જતા મૂળથી રસ્તો ભૂલે | ૨૪ |
| વક્ર-જડને ફેરવવા મહાવીરે શબ્દ ફેરવ્યો | ૨૫ |
| પ્રશ્નપરંપરા | ૨૫ |
| શાસ્ત્રનુ લક્ષણ | ૨૬ |
| અર્થ ને કામ સ્વયસિદ્ધ છે | ૨૭ |
| ચાર પુરૂષાર્થની વ્યાખ્યા | ૨૭ |
| પરસ્પર વિરોધવાળુ વચન શાસ્ત્રકારનુ ન હોય | ૨૮ |
| પ્રતિમાનુ પૂજન | ૨૮ |
| પૂજનમા વૈદ્યના ઔષધનો ન્યાય | ૨૮ |
| સાધુ પૂજા કેમ ન કરે? | ૨૮ |
| પૂજાનુ સ્વરૂપ અને એનો અનુબધ | ૨૯ |
| અશુદ્ધ દાનના ઉપદેશની માફક પૂજાનો ઉપદેશ ન અપાય | ૨૯ |
| સમાધાન-રેવતી શ્રાવિકાના દાનનો પ્રસગ | ૨૯ |
| સ્વરૂપે હિસા | ૩૦ |
| પ્રશ્ન-હિસાનુ લક્ષણ શુ? | ૩૧ |
| વેદ્ય અલ્પ પાપ અને ક્રિયાકાનીન અલ્પ પાપ | ૩૨ |
| પૂજામા અલ્પ પાપ પણ વેદન નહિ | ૩૩ |
| શેઠના છોકરાનુ દૃષ્ટાન્ત | ૩૪ |
| દિગબરોને પ્રશ્ન | ૩૫ |
| દ્રવ્ય-પૂજાનો અધિકારી ગૃહસ્થ | ૩૫ |
| સ્થાપનાજીમા ફેરો | ૩૫ |
| વાણિયો ને મિયા | ૩૬ |

અર્થ-કામ ઉપાદેય નથી ૩૬
ધર્મોપદેશ એ શાસ્ત્રનુ કર્તવ્ય છે ૩૭
અણુવ્રત તો ભાગતા ચોરની લંગોટી છે ૩૭
તીર્થંકર આદિની એક જ ભાવના ૩૮
પાપ-અઢારના હથિયાર ૩૯
પુરૂષાર્થનુ સ્વરૂપ ૪૦
પત્થર ઉપર કોર્યા ધૂળથી ન ભુસાય ૪૦
અભિમાન એટલે ભુસવાનો ધંધો ૪૧
પત્થર કોયા સજ્જનના બોલ ૪૧
લૉર્ડ કર્ઝન અને મોગલોની સરખામણી ૪૨
અર્થ-કામને છોડવામા પુરુષાર્થ ૪૨
ધર્મ પણ પુરુષાર્થ નહિ ૪૩
બે સાધ્ય અને બે સાધન ૪૩
નિશ્ચયથી ધર્મ ૧૪માના છેલ્લે સમયે ૪૪
દેવલોક એટલે મોક્ષ ઘરાણે ૪૫
ધર્મ કારણોના કારણનુ કારણ છે ૪૫
મુનિપણુ એ જ સમ્યક્ત્વ ૪૫
ચોથા ગુણસ્થાનવાળાને ધર્મી કેમ ગણાય? ૪૬
ચોથુ ગુણસ્થાન એટલે વિચારનુ પરાવર્તન ૪
નિર્ગ્રંથ પ્રવચન એ જ અર્થ અને એ જ પરમાર્થ છે ૪૭
જેમ કોચેસે ભાન કરાવ્યુ તેમ સમ્યક્ત્વમા ૪૭
કર્મરાજા રાક્ષસી સરકાર છે ૪૮
પુદ્ગલાસક્તિવાળાએ લગામ કર્મને સોંપી છે ૪૮
આત્મામા અનતી તાકાત છે ૪૯
સમ્યક્ત્વ એટલે અવિનાશી બીજ ૪૯

સન્નિપાત મટ્યા પછી વિદ્વાન તે વિદ્વાન ને મૂર્ખ તે મૂર્ખ ૫૦
આશ્ચર્ય ૫૦
પ્રતિપાતી મોક્ષે ગયેલા વધારે છે ૫૧
'નમોત્થુણ' એ ભવિષ્યની આશાનો નમસ્કાર ૫૨
સમ્યક્ત્વની તાકાત ૫૨
સમ્યક્ત્વની વાત ઉડાડતા મોક્ષ ઊડી જાય ૫૩
સમ્યક્ત્વીના લિંગો ૫૩
ધર્મની શરૂઆત ૫૪
મોક્ષ સિવાયનું છોડવાનું છે ૫૪
શ્રદ્ધા પલટાતા નુકસાન ૫૫
આચારાંગથી આચાર અને સૂયગડાંગથી શ્રદ્ધા ૫૬
ઠાણાંગ એટલે પદાર્થની ઈયત્તા ૫૭
ઠાણાંગજી એટલે સમરાંગણની સરવે (Survey) ૫૮
દેશવિરતિ એટલે શું ? ૫૮
સામાયિક વગેરે ફુરસદીઆ કામો છે ૫૯
લગ્ન ફુરસદે કરવાનો વિચાર રખાયો ? ૬૦
ગૃહસ્થ સરવેનો અધિકારી ન બને ૬૦
ત્રિવિધ૦ વોસિરેવાળો સરવેમાં આવે ૬૦
શૂરા સરદાર માટેની લાયકાત ૬૧
ચાર ગતિ એ ચૂક છે ૬૧
વિપત્તિ જાણવા છતાં છોડતો નથી ૬૨
હાડિયાનું દૃષ્ટાન્ત ૬૨
ભાડૂતી ને માલિકીનું ઘર ૬૨
ફોટો અને ફોનોગ્રાફ ૬૩
રોડા, ફુલ ને હાડકાના માળાવાળા એનિક ન થાય ૬૩

| | |
|---|---|
| ભંડારની ચાવીની પ્રાપ્તિ | ૬૪ |
| બહુ સમજણના ઘરને પોતાનું ઘર ગણે | ૬૪ |
| સમજણ આવે ત્યારે તિજોરીની ચાવી અપાય | ૬ |
| ગીતાર્થ | ૬૬ |
| ઇયત્તા સુધી પદાર્થની પ્રરૂપણા | ૬૭ |
| ઠાણાંગ દ્વારા ભુલભૂલામણીનો ઉકેલ | ૬૭ |
| 'પંચિંદિય' સૂત્ર વગેરેમાં પાંચ મહાવ્રતો | ૬૭ |
| હીરાનું દૃષ્ટાન્ત | ૬૮ |
| તીર્થંકરોને ત્યાં મંડાવતો રજિસ્ટર | ૬૮ |
| તીર્થંકર સિવાય બીજાને ત્રસાદિનું જ્ઞાન નથી | ૬૯ |
| કરનારને કરવાની મહેનત હોય | ૭૦ |
| પંચેન્દ્રિયાદિમાં આચાર અંગે, અંગની ઉત્પત્તિ અંગે | ૭૦ |
| શોધ કરનાર તરીકે રજિસ્ટર 'તીર્થંકર' | ૭૦ |
| 'પંચ' 'મહવ્વયા' અને 'પણ્ણત્તા' કેમ? | ૭૧ |
| જૈન દર્શનમાં તત્ત્વોનો વિભાગ | ૭૨ |
| આચારો અને વિચારોનું નિયમન નથી | ૭૩ |
| આપા સુધીની શિખામણ | ૭૩ |
| વર્ગીકરણ કરનાર શ્રીસ્થાનાંગજી | ૭૪ |
| વર્ગીકરણ માટે બે આગમ કેમ? | ૭૫ |
| ભૂમિકાને મહેલ ભેગા ગણાય | ૭ |
| હિંસાની વિરતિ એક જ વ્રત કેમ નહિ? | ૮૬ |
| રાગ અને દ્વેષ સ્વતંત્ર હિંસારૂપ નથી | ૭૭ |
| સ્વદયા એટલે શું? | ૭૭ |
| અભવ્યને દુઃખ દૂર કરવાના મુદ્દાએ ચારિત્ર | ૭૮ |
| અભવ્ય આઠ તત્ત્વ માને | ૭૯ |

| | |
|---|---|
| અભવ્ય મોક્ષ ન માને તો માને શું ? | ૭૯ |
| રાગદ્વેષ હિંસારૂપ છે એમ ન મનાય | ૮૦ |
| પાંચ મહાવ્રતો કહેવાની જરૂર | ૮૦ |
| અદત્તાદાનવિરમણ એક ન ચાલે ? | ૮૧ |
| અદત્ત ગ્રાહ્ય પદાર્થ અંગે હોય | ૮૧ |
| પાંચ મહાવ્રતો સાથે જ ઉચ્ચારાવાય | ૮૨ |
| પંચ મહવ્વયાણં સમાધાન | ૮૨ |
| સ્વરૂપભિન્નથી મહાવ્રતો ભિન્ન છે | ૮૩ |
| અનંતા તીર્થંકરોએ મહાવ્રત પાંચ જ કહ્યા છે | ૮૩ |
| બાવીસ તીર્થંકરમાં 'ચતુર્યામ' | ૮૪ |
| મહાવ્રત ઉચ્ચરવા એટલે રજિસ્ટર કરાવવું | ૮૪ |
| 'મહાવ્રત' અને 'યામ'ની વ્યાખ્યા | ૮૪ |
| અર્ધી પ્રતિજ્ઞા અને આશીર્વાદ | ૮૫ |
| મહાવ્રત ઉચ્ચર્યા પછીથી પર્યાય ગણાય | ૮૬ |
| ગણધર સિવાયના યોગવહન કરે જ | ૮૬ |
| એકને બદલે પાંચ અને યામને બદલે મહાવ્રત | ૮૬ |
| મહાવ્રતમાં 'મહા' શબ્દની શી જરૂર ? | ૮૬ |
| તીર્થંકરો જ મોક્ષનો રસ્તો બતાવનાર છે | ૮૭ |
| ભૂલા પડેલાને માર્ગ બતાવનાર કોણ ? | ૮૭ |
| વાગ્વિનોદનો છરો ભૂલાતે | ૮૮ |
| પ્રશ્નોત્તરનો છેડા સમજણે | ૮૮ |
| માનતા સ્વીકારને બદલે આચાર સ્વીકાર કેમ ? | ૮૯ |
| આચાર સ્વીકારમાં છેડો | ૮૯ |
| ગણધરોને સમ્યક્ત્વ અને ચારિત્ર સાથે | ૯૦ |
| ગુણ નાશે ગુણીનો નાશ ન થાય | ૯૦ |

અજવાળું થતા જ સાપને જાણ્યો, ઝબકવુ ને ખસવુ થાય ૯૧
સમજ્યા પછી વિલંબ ન હોય ૯૧
ત્રિપદી દ્વાદશાંગીની રચના ૯૨
અંગપ્રવિષ્ટના લક્ષણ ૯૨
પેટાભેદ નથી તેથી પાંચની જરૂર ૯૨
રાત્રિભોજન-વિરમણ મહાવ્રત કેમ નહિ ? ૯૩
રાત્રિભોજન મૂળ ગુણ ખરો પણ મહાવ્રત નહિ ૯૩
અણુ, મહા વિશેષણની જરૂર ૯૪
મહાવ્રતમાંથી નીકળેલો ભાગ અણુવ્રત ૯૫
અણુમાં ટુકડા મહાના હિસાબે ૯૫
અણુ અને મહા સ્વરૂપદર્શક વિશેષણ છે ૯૫
પણ્ણત્તા કહી બધાના નામે કેમ ચઢાવ્યું ? ૯
પણ્ણત્તા કહ્યાનું સમાધાન ૯૬
મહાવિદેહમાં પણ પ્રરૂપણા તો સરખી જ ૯૭
ભગવાન મહાવીર રિફોર્મર ન હતા ૯૮
મન્નત્યા' એ ઉદ્દેશ, 'સન્ત' એ નિર્દેશ
'સન્ત' શબ્દ નિરવશેષ સર્વવાચી
'નિરવશેષ' સર્વના પચ્ચક્ખાણ છે ૯૯
ચરણકરણાનુયોગ કેમ ? ૧૦૦
સમ્યક્ત્વના ભેદ ૧૦૧
કારક સમ્યક્ત્વનું સ્વરૂપ ૧૦૨
રોચક સમ્યક્ત્વનું સ્વરૂપ ૧૦૨
દીપક સમ્યક્ત્વનું સ્વરૂપ ૧૦૨
પ્રતિમા વીતરાગ દશાના સ્મરણ માટે છે ૧૦૩
પ્રતિમાથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ ૧૦૩
૧૦૪

પરસયોગે મૂર્તિ ચારિત્રવાળી છે ૧૦૫
સમ્યક્ત્વ જીવમા ઉત્પન્ન થાય ૧૦૫
'મૂર્તિ' સ્વરૂપ જણાવે છે ૧૦૬
અભવ્યના ઉપદેશથી પણ શ્રદ્ધા થાય ૧૦૬
ચાર અનુયોગ એ સોનુ, રૂપુ, હીરા ને લોઢાની ખાણુ ૧૦૭
ભાવાર્થ ન સમજતા શબ્દ સાભળે તો અનર્થ ૧૦૭
લોઢા વગર સોના, ચાદીની ખાણો નકામી ૧૦૮
છાપ મારનાર ચરણકરણાનુયોગ ૧૦૯
પાચમા ઠાણામા ચરણકરણની છાપ ૧૦૯
ખોટો રૂપિયો કાપી નાંખવાનો ૧૦૯
સાધુએ મહાવ્રતનો ઉપદેશ આપવો ૧૧૦
શેઠના છ છોકરાનુ દૃષ્ટાન્ત ૧૧૧
છ ન છોડે તો એકને પણ છોડાવવાના ન્યાયે
અણુવ્રતનો ઉપદેશ ૧૧૧
અગિયાર અગમા દેશવિરતિનો ઉપદેશ નથી ૧૧૨
અગાર ધર્મ ને અણગાર ધર્મ કેમ કહ્યો? ૧૧૨
અગાર ધર્મ એટલે ખાળે ડૂચા ને દરવાજા મોકળા ૧૧૨
અણુવ્રતવાળો દરવાજા બધ કરવાની ભાવનાવાળો છે ૧૧૩
અતિચારો દરવાજા બધની ભાવના જણાવે છે ૧૧૪
સત્તરમા પ્રવર્તેલો સમ્યક્ત્વી ૧૧૪
શ્રાવકની દાનત ધર્મપક્ષમા છે ૧૧૪
પ્રજ્ઞપ્તાથી તીર્થંકરની છાપ ૧૧૫
સૂત્રથી ગણધરો રચે ૧૧૫
આનુપૂર્વીવાળા પહેલા જ ભાગે મહાવ્રતો ૧૧૫
'તદ્યથા' શા માટે? ૧૧૬

એ વિરમણ કર્યા વિના બીજા વ્રતોના વિરમણ કરવા તે ઢોંગ છે સર્વજ્ઞનું શાસન પહેલું મહાવ્રત છે તે પ્રાણાતિપાત કરનારો બીજાને નુકસાન કેટલું કરે છે? જે દશે પ્રાણોની જાણવાની તાકાતનું ભાન તે બધું નાશ કરે છે

હિંસા એટલે ગુંડાશાહી

મૃષાવાદ એટલે કહે કે કારીગીરી એમાં ગુંડાશાહી નથી હિંસા એ ગુંડાશાહી છે જૂઠું બોલવું એ ગુંડાશાહી નથી ગુંડાશાહી બંધ ન થાય ત્યાં સુધી બીજી વાતો કરવી તે નકામું છે

'હિંસા', 'વધ' શબ્દ છોડીને 'પ્રાણાતિપાત' કેમ રાખ્યો? 'પ્રાણ', 'અતિ', 'પાત' ત્રણ શા માટે ગોઠવ્યા?

---

## વ્યાખ્યાન ૯

### સ્થાનાંગની આવશ્યકતા

ગણધર સુધર્માસ્વામીએ શાસનની પ્રવૃત્તિને માટે, ભવ્યોના ઉદ્ધાર માટે ભગવાન મહાવીર મહારાજ પાસેથી ત્રિપદી પામીને સૂત્રની રચના કરવા માંડી પહેલા આચારાંગમાં આચારની વ્યવસ્થા ને સૂયગડાંગમાં વિચારની વ્યવસ્થા કરી આચાર વિચારનું જગતમાં નિયમિતપણું રહી શકતું નથી આચારને અંગે કયાં કયા પ્રસંગો આવશે તેનો નિયમ થઈ શકે નહિ તેમ વિચારને અંગે કયો મનુષ્ય કયે વખતે કયું બોલશે એનો નિયમ રહેશે નહિ ત્યારે 'સૂત્ર' એટલે તે કાળ પૂરતું એનો અર્થ થશે આપણે જાણીએ તે સિવાયના જે પ્રસંગો

હતા, વિચારો હતા, તેની વ્યવસ્થા કરી, પણ સર્વ કાળના આચારો, વિચારો નિયમિત કેવી રીતે કરવા? તેને માટે નીજુ અગ સ્થાનાગ

**ક્ષેત્રાંતરે, કાલાંતરે બોધ કરાવનાર ગણધરો**

સાધ્યની દિશા નક્કી કરે તેથી દરેક કાળના આચાર વિચારને પહોચી વળવુ મહત્વ પડે **તીર્થંકર** કહેનારા, **ગણધર** રિપોર્ટ (Report) લેનારા આ શાસન એકવીસ હજાર વર્ષ ચાલવાનુ હતુ (મન પર્યવ)જ્ઞાની હોવાથી કયુ કયુ થશે તે બધુ ધ્યાનમા હતુ વકતા, રિપોર્ટર બને સમજતા હતા તો વ્યક્તિ દીઠ પણ જણાવ્યુ હોત તો શુ થાત? સપૂર્ણ જ્ઞાનવાળા વક્તા, જ્યારે મનના વિચારો સમજવાની તાકાતવાળા રિપોર્ટર છે તેને વખતે જો રિપોર્ટ લેવામા ન આવ્યો હોય તો જગતને લાભ ન મળે સભાને માત્ર સાભળે તે જ વખતે લાભ મળે પણ રિપોર્ટ હોય તો ક્ષેત્રાતરે, કાલાતરે રહેલા લોકોને સમજણ, જ્ઞાન થઈ શકે છે જો **ગણધર** મહારાજાઓએ **તીર્થંકરો**નો ઉપદેશ સત્રરૂપે ન ગૂથ્યો હોત તો સાભળનારા પણ ઉઠયા પછી ખાત્રીખમ ક્ષેત્રાતરે, કાલાતરે થવાવાળા ભાવિકોને કાઈ મળવાનુ ન હતુ ક્ષેત્રાતરના કાલાતરના ભાવિકોને અને સાભળનારાને બોધ કરાવનાર કોઈ હોય તો તે **ગણધર** છે

**તીર્થ તરીકે ગણધર**

[1]ભગવાન મહાવીરે શ્રીમુખે ફરમાવ્યુ પહેલા ગણધર

---

૧ (अ) तित्थं भंते ! तित्थं तित्थगरे तित्थं ?, गोयमा ! अरहा ताव नियमं तित्थकरे तित्थं पुण चाउव्वण्णाइन्ने समणसंघो, तं — समणा समणीओ सावया सावियाओ ॥ (भग० सू० ६८२), (आ) પરિશિષ્ટ પહેલુ નબર (૩) જુઓ

એટલે તરવાનુ સાધન કે તીર્થ કર તરવાનુ સાધન? વિચાર કરીશુ તો પ્રશ્ન અટપટો છે સીધી રીતે કહી શકીએ કે બને તીર્થ અર્થાત્ તરવાનુ સાધન તરવાનુ સાધનપણુ કેવળ ગણુધરો ને જ આપે છે ત્યારે તીર્થ કર નકામા? તીર્થ કરો એ તીર્થને બનાવનારા છે પહેલા ગણુધરની સ્થાપના કરનાર તીર્થ કરો પણુ દુનિયાને તરવાનુ સાધન હોય તો પ્રથમ ગણુધર તીર્થ તરીકે તરવાના સાધન તરીકે પહેલા ગણુધર અરિહંત એ નક્કી તીર્થને કરનાર હોય છે ગણુધરની સ્થાપના સિવાયના કોઇ પણુ તીર્થ કર હોતા નથી દરેક તીર્થ કર ગણુધરની સ્થાપના કરે જ છે અરિહંત એ તીર્થને જરૂર કરનાર તીર્થ તરીકે ગણુધર તરવાના સાધન તરીકે ગણુધર પ્રવચન દ્વારાએ

## ગુણુ ગુણી વગર રહેતો નથી

**પ્રશ્ન**—પ્રવચન કયા દ્વારાએ? સમાધાન—પ્રવચન એ શ્રુતજ્ઞાનરૂપી ગુણુ છે ગુણીદ્વારાએ જ ગુણુ રહે, તો તેથી ચારે વર્ણુવાળો શ્રમણુપ્રધાન જે સઘ તે 'પ્રવચન' જ્ઞાનરૂપી ગુણુ આધાર વગરનો હોય કયાથી! **તીર્થ કર** મહારાજે ભલે યોજનગામિની વાણીથી દેશના કરી પણુ ગણુધરે એ સૂત્રરૂપે ગૂથી ન હોત તો એ જ શ્રોતાઓને કાલાતરે, ક્ષેત્રાતરે અને તે વખતે બીજી જગ્યા પર હતે તેનુ શુ થાત? બીજા નવા થનાવાળાને શુ થાત?

આપણે અવિરતિ ટાળીને વિરતિ લીધી, કષાયને ટાળવા તૈયાર થયા તે બધો પ્રભાવ કોનો? ગણુધરનો પાત્રીસ વાણીના ગુણુસહિત વાણીએ તીર્થને ઉપદેશ આપ્યો હતો, પણુ આપણા માટે તો શૂન્ય

### ગણધરકૃત રચનાનો પ્રભાવ

ગણધરોએ સૂત્રની રચના ન કરી હોત તો આપણી શી વલે થાત? સૂત્રની રચના કર્યા છતા કોઈ આમ કહેવાવાળા નીકળે તો સૂત્રની વ્યવસ્થા ન હોત તો આ કાળમા શુ થાત? જગલી લોકોમા કાયદો ન હોવાથી ગમે તેમ વર્તે ગણધરે સૂત્રો ગૃથ્યા ન હોત તો ધર્મમા જગલી જ રહેત બધુ બધારણ આગમને આધારે

ગણધરોએ ગૂથી લીધુ, તે મોઢે ચાલ્યુ સ્ત્રીઓ લગનના ગીત ગાય છે એ કયા કાગળ પર લખ્યા હતા? મોઢે ને મોઢે ચાલ્યા. ગણધરોની રચના મોઢે મોઢે ચાલી સ્ત્રીઓને દાણીયા યાદ રહે છે, પણ આપણને સૂત્રો યાદ રહેતા નથી. તેમના જેટલો પણ તમને રસ નથી તીર્થકરના વચનો જે ગણધરોએ ગૂથ્યા તે 'તીર્થ' એ શાસન તારનાર છે ગણધરોએ આગમનુ રચવુ કર્યુ, ત્યારે શાસન પ્રવર્તી શક્યુ શાસનના હિતને માટે સૂત્ર પ્રવર્ત્યું જો અત્યારે આ ન હોત તો સાધનાવાળાને શાના આધારે પ્રવર્તવુ? બાધકથી બચવાનો રસ્તો કાઈ ન રહેત જેમ જગલી લોકો છે, તેમ તેમની પેઠે ધર્મમા જગલી રહેત મોક્ષમાર્ગમા જીવોને લાવવા, રાખવા, વધારવા કોઈ પણ કાર્ય કરી શકતુ હોય તો તે ગણધર ભગવાનની રચના

### દેવને ઓળખાવનાર ગણધરરચના

વાત ધ્યાનમા આવશે ત્યારે [1]હરિભદ્રસૂરિનુ વચન સમજાશે જેને આત્માનુ હિત કરવાની ઇચ્છા થઈ છે તેણે આગમનો આદર કર્યો છે જો આગમનો આદર કરે તો દેવ, ગુરુ, ધર્મને માનેલા છે તીર્થકરોની માન્યતા આગમને અગે

૧ પરિશિષ્ટ પહેનુ નબર (૪) જુઓ

છે, પણ તીર્થકરોને અગે નથી નથી દેખતા મહાદેવને કે નથી દેખતા મહાવીરને આપણને કાવે તો બધા સરખા પછી મહાવીરને કેમ વળગ્યા છીએ? મહાવીરને મેળવી આપનાર હોય, ઓળખાવી આપનાર હોય, મહાવીરને દેવ, તીથ કર તરીકે મનાવનાર કોઇ પણ હોય તો ગણધરના આગમો છે મહાવીરને ઓળખાવ્યા, મનાવ્યા, દેવ, તીર્થ કર તરીકે જાહેર કર્યા એ કેવળ ગણધરના વચને ભાષણ છાપામા વાચીએ ત્યારે ભાષણ કર્તા ઉપર બહુમાન થાય છે રિપોટરે બહુમાન કરાવ્યુ ગુરૂનુ ગુરૂપણુ, ધર્મનુ ધર્મપણુ બતાવનાર કોઇ હોય તો તે ગણધર મહારાજાઓએ ગૂથેલા સૂત્રો છે

## રિપોર્ટરોના ભિન્નપણાથી વાકય ભેદ તેમ ગણધરરચના

અર્થથી તીર્થ કરોને આત્માગમ હોય તીર્થ કર કેવળજ્ઞાનથી સ્વય જાણીને બીજાને પ્રરૂપે પ્રરૂપણા બીજાને આધીન હોય નહિ તેવી રીતે ગણધર બીજાની પાસેથી લીધા સિવાય સ્વય બધી રચના કરે, સ્વય રિપોટ લીધેલો, કેટલાક સ્વય રિપોર્ટ લે છે, કેટલાક રિપોર્ટ ઉપરથી રચના કરે છે ગણધરોનો રિપોર્ટ સ્વય જેમ એક સભામા દસથી બાર રિપોર્ટરો આવ્યા હોય, વસ્તુ ન ફરે, વાકય ફરે તેની રીતે અગિયાર ગણધર, અથવા ઋષભદેવના ચોર્યાસી ગણધરો ભગવાનના વચનને ગૂથે વાકય રચના ફરે પણ બારે અગ અર્થ થકી શાશ્વતા

## તીર્થ કરો બતાવનાર છે પણ બનાવનાર નહિ

કેવળજ્ઞાને જે જગતના પદાર્થો જાણ્યા, તે જણાયેલા પદાર્થો હમેશના છે જીવાદિક પદાર્થોનુ નિરૂપણ કરવા લાયક હમેશના **જિનેશ્વરો ધર્મ બનાવતા નથી, બતાવે છે** તેવી રીતે અધર્મ બતાવે છે, પણ બનાવતા નથી જિનેશ્વરો જો ધર્મ

બનાવતા હોય તો જિનેશ્વરની પહેલા દયા એ ધર્મ ન હતો બ્રહ્મચર્ય એ ધર્મ ન હતો, એમ થાય અને બનાવે ત્યારે થયો થાય શાહુકારી હતી, પણ એમા ધર્મ પણ ન હતુ તે તીર્થ કરોએ બતાવ્યુ એવી રીતે અધર્મ તીર્થ કરોનો બનાવેલો નથી, બતાવેલો છે બનાવેલો માનીએ તો તીર્થ કર પહેલા ગુનો કરતા તેને ગુનેગારી ન લાગે શારદાએકટ (Act) એ વે અત્યારે બાળલગ્ન કરે તો ગુનેગારી કાયદો થયા પહેલા ગુનેગારી લાગતી ન હતી બનાવવાનુ માનીએ ત્યારે આવી સ્થિતિ થાય તેથી તે ન થાય તે માટે બતાવવાનુ માનીએ છીએ તેથી जिनपन्नत्त तत्त (सम्तारूपौरसी) જિનેશ્વરે પ્રરૂપેલુ તત્ત્વ, કેવળીએ કહેલો ધર્મ એમ કહીએ છીએ

**દીવો બતાવનાર છે બનાવનાર નથી**

જગતમા અધારૂ હોય, હીરો પડયો છે, કાકરો પડયો છે હીરાકાકરાનુ ભાન નથી દીવો કર્યો–હીરો હીરારૂપે માલમ પડયો દીવાએ કાકરાને બતાવ્યો છે હીરાને બતાવ્યો છે બતાવ્યો એટલે પહેલાના હતા દીવાએ તો માત્ર બતાવ્યા તેવી રીતે જગતમા હિસા વગેરે પાચે આશ્રવો, કર્મબધના કારણો જગતમા બનેલા હતા તેમ હિસા વિગેરેના પચ્ચક્ખાણ કરવાથી ધર્મ પણ બનતો જ હતો નવો બનાવેલો નથી જેમ દીવાએ બતાવ્યો–આ હીરો, આ કાકરો તેમ જગતમા સિદ્ધ જે મોક્ષનો રસ્તો તે બતાવી દીધો

**નિબધમા વાકય જુદા પણ ભાવ એક તેમ દ્વાદશાગી**

સુધર્માસ્વામી ને ગૌતમસ્વામીજીની દ્વાદશાગીની રચના છે સુધર્માસ્વામીની દ્વાદશાગીમા કેટલાકમા ગોયમા, કેટલાકમા સુધર્માસ્વામી છે પણ તેથી વસ્તુ એક જ છે, શબ્દો જુદા

જુદા છે નિબધમા ભાવાર્થ એક સરખો-અર્થ જુદા ન હોય, પણ નિબધની વાક્ય રચના જુદી જ પડવાની બીજા તીર્થંકર થાય તે વખતે મોક્ષમાર્ગ બધ થયેલો હોય તેથી તીર્થ-સ્થાપના થાય અને ગણધરો દ્વાદશાગી રચે

## આગમના આધારે દેવ-ગુરૂ

હવે મૂળ વાત પર આવો-ગણધરોએ ગૂથેલા આગમો એ જ તારવાનાળા છે અને તે આગમો શાસનના આધારભૂત દેવ, ગુરુ, ધર્મને સમજાવનારા અને મોક્ષે દોરનારા છે [1]હરિભદ્રસૂરિજી જણાવે છે કે **શ્રીતીર્થ કરને ઉદ્દેશીને** કરો તો પણ સસારમા રખડી જશો આત્યારે આ વાક્ય શ્રવણ કરનારને ભયકર લાગશે કયારે ? સમજાવ્યા વગર કહેવામા આવે ત્યારે

પોતાની બુદ્ધિકલ્પનાએ જે પ્રવૃત્તિ તે પ્રવૃત્તિ આજ્ઞા બાહ્ય છે, અને કેવળ સસારને વધારનારી છે ચોરી કરી, અને તે તીર્થંકર મહારાજ માટે કરી છે ખુદ તીર્થંકરને ઉદ્દેશીને પણ તે ચોરી કરી હોય, તો પણ પરમાર્થથી વિચારીએ તો તીર્થંકર માટે છે જ નહિ દેવ, ગુરુ, ધર્મ અને સમ્યક્ત્વનુ મેળન અને મિથ્યાત્વનો પરિહારાદિનો આધાર આગમ ઉપર છે

## પહેલા તારનાર કોણ ?

પ્રશ્ન—પહેલા ગણધર તારનાર કે તીર્થંકર તારનાર ?

સમાધાન—ગણધરો તારનાર છે એમ શ્રીમહાવીર ભગવાન શ્રીમુખે જણાવે છે કારણકે માનનારા આ રિપોર્ટ, રિપોર્ટરનો માનશે, પણ તે ભાષણ કરનારને પહેલો માનશે કા તો તે

૧ પરિશિષ્ટ પહેલુ નબર (૫) જુઓ

વાતને સમજો, અને કા તો તે વાતને અનુસરો ગીતાર્થપણ સમજવામા ન આવે અને પોતનામા અગીતાર્થપણુ હોય તો બીજાની નિશ્રા લેવાની જ છે પરતુ ધ્યેય અરાધવાનુ છે કે તીર્થકરોના આધારે ગણધરોએ આગમો ગૂથ્યા છે એ ધ્યેય ચૂકવુ નહિ

**તરવાનુ સાધન પ્રથમ ગણધર**

હવે પાછા મૂળ વાત પર આવો–શાસનપ્રવૃત્તિ માટે, શાસન ચાલે તે માટે, મોક્ષમાર્ગની પ્રવૃત્તિ માટે ગણધરો છે **તીર્થકરો** તીર્થને સ્થાપનારા છે, પણ શાસનને તરવાનુ સાધન પહેલા ગણધર

**સૂત્ર થકી ગણધરોને આત્માગમ**

શાસનની પ્રવૃત્તિ માટે ગણધર મહારાજાએ સૂત્રની રચના કરી રચના સ્વતત્ર છે કોઈની પાસેથી લીધેલી નથી કૉપી (Copy) કરેલી નથી કૉપીથી આવે તે આત્માગમ નહિ આગમ ત્રણ પ્રકારે–આત્માગમ, પરપરાગમ, અનતરાગમ તીર્થકર પાસે સાભળીને ગણધરોને સ્વય ગૂથવાની ફરજ કવિએ તો માત્ર વર્ણન કર્યું, કવિએ રાજાને બનાવ્યો નથી ધર્મ અનાદિનો છે કોઈ કાળ એવો ન હતો કે હિંસાથી પાપ લાગતુ ન હતુ જૂઠ વગેરે માટે પણ તેમજ લેવુ સર્વ કાળે ધર્મ, અધર્મ રહ્યો જ છે નગરનુ વર્ણન જ જાણતો હોય તેને કવિએ કરેલુ વર્ણન ધ્યાનમા આવે જિનેશ્વર ભગવાન જે સ્વરૂપે ધર્મ અધર્મ રહ્યા છે તે જણાવે છે તીર્થકર કેવળજ્ઞાની, ગણધર **ચાર જ્ઞાની** (ભગ૦ સૂ૦ ૭) તીર્થકર ભગવાને કેવળજ્ઞાનથી જાણીને પદાર્થો નિરૂપ્યા, કોઈના કહેવાથી નહિ અર્થ થકી તીર્થકરનુ આત્મગમ, તેવી રીતે જે રચના કરી, સૂત્રો ગૂથ્યા તે કોઈનુ

અનુકરણ કરીને નહિ ત્યારે સ્વય રચના છે કૉપી રાઈટ (Copy-right)નો હક લઈ શકે હમણા તો અહીંનુ ત્યાનુ લઈને ગોઠવે, ગોઠવ્યુ તેમા હક તેમ તેમા નથી આખી-કૃતિ પોતાની હોવાથી ગણધરને આત્માગમ, સ્વય પ્રણેતા અર્થ થકી તીર્થ કરોને આત્માગમ સૂત્રો થકી ગણધરોને આત્માગમ

**રતિમાત્માની પ્રકૃતિવાળાનો શો ઉપાય ?**

**ગણધરે** અ ગપ્રવિષ્ટની રચના કર્યા છતા **આચારાગ, સૂયગડાગમા** તે કાળ પૂરતુ વિવેચન

શકા—**તીથ કર** સર્વજ્ઞ હતા જે કાળે જે વખતે જે પ્રસગો આવે તે શુ કામ ન લખ્યા ?

સમાધાન—ચૌદે રાજલોકના પ્રસગો, જીવોના વિચારો લખેવા છે, આપણને નથી મળ્યા

શકા—લખેલા હતા તે શા ઉપરથી માનવુ ?

સમાધાન—માદાને લગીર ઊનુ આપો તો લોહી પડે ટાઢુ આપો તો વાયુ થાય તેવા થાઓ તો ઉપાય નહિ બધુ લખ્યુ કેમ નહિ ? લખેલાની વાત કરશુ ત્યારે 'હે' કરશો મહાવિદેહ ક્ષેત્રનો હાથી આપણા કરતા પાચસો ગણો મોટો હાથી જેટલી રૂશનાઈએ એક પૂર્વ લખાય ટૂકાની વાત આવી ત્યારે લખ્યુ કેમ નહિ ? લખ્યાની વાત આવે ત્યારે આટલુ બધુ પ્રકૃતિ રતિમાત્મો થઈ ગઈ છે આખી ચોવીસીનુ લખ્યુ હતુ સોળ હજાર ત્રણસો ત્યાસી હાથી મહાવિદેહના તેટલી શાહીએ કેટલુ લખાય તે વિચારો ચૌદ પૂર્વ પહેલા હતા અત્યારે કહે કે લખ્યુ કેમ નથી ? લખ્યુ કહે તો આટલુ બધુ હોય ? રતિમાત્માની પ્રકૃતિવાળાને કહેવુ શુ ?

## ચૌદ પૂર્વ એટલે ટૂંકી નોંધ

ટૂંકી નોંધ ચૌદ પૂર્વ ચૌદ પૂર્વને ભણેલા, જાણનારા અર્થને જાણે તે અનંતગુણ અધિક જાણે, જ્યારે કોઈ અનંત ગુણહીન જાણે નોંધરૂપે ન હોત તો એ સ્થિતિ આવત કયાથી? વિવેચનના પુસ્તકો ન હતા, નોંધરૂપે હતા તેથી એટલો બધો ફરક પડયો પૂર્વનું આટલું બધું નિરૂપણ મગજમા કેમ ઉતારવું? અસખ્યાત દ્વીપની માટી દરેક સમુદ્રના પાણીના જુદા ગુણસંયોગથી થતા જુદા જુદા ગુણ અને સ્વતંત્ર ગુણો, સંયોગે થવાવાળા ગુણોનું નિરૂપણ કરે તો ઓછું પડે, તો બધાનું સંપૂર્ણપણે કરવું હોય તો? આગમો ઘણા ટૂંકા છે રતિભરમાં ગધેડો ચીતર્યો તેમાં કયું અંગ નથી? બારીકરૂપે છે તેથી જુદા જુદા રૂપે જાણવાની મુશ્કેલી પહેલાના અંગોમા એકે વસ્તુ છોડી દેવામા આવી નથી

## વિશેષણવાળા રંગ છે તેમ વિશેષણવાળા મહાવ્રત છે

ગણધર મહારાજ વર્ગીકરણ કરતા પાચમા ઠાણામા પાંચ મહાવ્રતો કહે છે મહાવ્રતો સર્વથા વિરતિને અંગે છે વર્ણ શબ્દ રાખીને લીલો, કાળો રંગ બોલીએ રંગ નામનો કોઈ રંગ નથી વિશેષણવાળા રંગ છે કાળો રંગ, લીલો રંગ છે રંગ સામાન્ય જાતિ લીલો પીળો નામનો પદાર્થ જુદો નથી તેમ મહાવ્રત નામનો જુદો પદાર્થ જ નથી પ્રાણાતિપાતવિરમણ મહાવ્રત છે તેમા મહાવ્રત એ વિશેષ તરીકે છે રંગ નામનો જુદો પદાર્થ નથી પાચે રંગો લીલો-પીળો રંગો તે રીતે મહાવ્રત નામનો જુદો પદાર્થ છે, તેમાથી પ્રાણાતિપાતવિરમણ વ્રત નીકળ્યું તેમ વ્રતો નીકળ્યા નથી પંચ મહવ્વયા લખ્યું તેમા મહાવ્રત પાચ પ્રકારના છે તેમ લખ્યું

નથી પણ પાચ મહાવ્રત છે એમ લખ્યુ પાચ વર્ણો–નીલો, કાળો વગેરે જ્યા સામાન્ય ધર્મ જુદો ન હોય, ત્યા પ્રકાર કહેવાનો વખત આવતો નથી જ્યા સામાન્ય ધર્મ જુદો રહી શકતો હોય ત્યા વિશેષ ધર્મ જુદો કહેવો પડે છે

## ઊલટુ સમજાવવાની બુદ્ધિ તે પાપ

જેમ જીવ બે પ્રકારના ત્રસ અને સ્થાવર તેમ પચવિહે મહવ્વયે પન્નત્તે ન કહ્યુ પણ પચ મહવ્વયા પન્નત્તા કહ્યુ તેમા પણ અનુક્રમે પહેલુ–એ પહેલુ પ્રાણાતિપાતવિરમણ મૃષાવાદને પહેલુ રાખીએ તો? કેટલાક पूर्वसमात् परो न धर्मः (?) કહે છે આ દાબડી કાળી છે જગતે જાણ્યુ કોઈની મરજી લાલ કહેવાની થઇ તેમા પાપ કયા થયુ તે સમજાવશો? બોલનારાની જે મરજી થાય તે મતે બોલે પાપ શામા? 'કાળી'મા પાપ, 'લાલ'મા પાપ, કે 'છે' મા પાપ? પાપ શેમા? પદાર્થનુ સ્વરૂપ જે છે તેનાથી ઊલટુ બોલવુ તે ઊલટુ સમજાવવાને માટે પદાર્થ જે સ્વરૂપે હતો તેનાથી ઊલટુ સમજાવવા માટે બોલ્યો જે વસ્તુ અદર કાળી છે, છતા પોતે લાલ સમજ્યો, બીજાને લાલ સમજાવવાની બુદ્ધિ તે 'પાપ'

## લાભાતરાયના ઉદયમા લઈ જવો તે પાપ

ચોરી શુ પાપ? આ વસ્તુ અહીં મૂકી હતી, જમનાદાસે ઉઠાવીને ગુજામા મેલી શુ પાપ? પાપ શામા? હાથ અડાડયો તેમા કે ગુજામા મેલી તેમા? કે ઉઠાવવામા? પારકી માલિકી બીજાને લાભાતરાયના ક્ષયોપશમથી મળેલી ચીજ તેને લાભાતરાયના ઉદયમા લઈ જવો તેને અગે 'પાપ' એની માલિકી તોડી પોતાની માલિકીમા લાવવી

## પ્રાણાતિપાતની વિરતિ વગર મૃષાવાદની વિરતિ ન હોય

જીવના અનતા ગુણ, તેમા જ્ઞાન નામનો ગુણ અનતુ નાન-કાળી છે છતા લાન એક પદાર્થનો વિપર્યાય તેમા મોટુ પાપ લાગે. વગર કામ બને પણ પાપ લાગ્યુ અનતમા ભાગનુ એક પચટાવવા ગયો તેમા ચક્ષુ, ઘ્રાણ, સ્પર્શન વગેરેનુ જેટલુ જ્ઞાન છે તેનો મારી નાખવાવાળાએ ચૂરો કર્યો. જે જે જીવોને જે જ્ઞાન શક્તિ મળેલી છે તેનો ચૂરો કર્યો-એકી સાથે ચૂરો કર્યો. પ્રાણાતિપાતવિરતિ ન લેવાય, અને મૃષાવાદવિરતિ લેવાય તો ગઈ કાલવાળો દાખલો આવશે સ્વસ્ત્રીના પચ્ચક્ખાણ આપો ભાનો સજ્જની સભામા શોભે નહિ તેમ પ્રાણાતિપાતની સર્વથા વિરતિ કર્યા વિના મૃષાવાદની વિરતિ કરવાવાળો સભામા શોભે નહિ

## તેના વગર મૃષાવાદની વિરતિ એ ફોતરા ખાડવા

પોતાના પ્રાણનો નાશ સર્વ જીવોને અનિષ્ટરૂપ ( કાચ જૂઠુ કોઈ વખત કોઈને વહાલુ થઈ જાય ) મોક્ષની વચ્ચે ખરેખર આડી આવનાર હોય તો ક્રૂરતા જ છે ક્રૂરતા એ ચડા લણની દીકરી છે તે આવે તે વખતે કોઈ જાતનુ ભાન રહે નહિ ઇંટ લઈને પોતાનુ માથુ ફાડે જે ક્રૂરતા સત્યાનાશ કાઢી નાખે તે ક્રૂરતા બધ ન થાય તો પછી મૃષાવાદવિરતિ વગેરે ફોતરા ખાડવાના છે તેવી હિંસાની વિરતિ કર્યા વિના મૃષાવાદની વિરતિ કરે તે ભલે વિરતિ રૂપે વિરતિ હોય, પરતુ ફોતરા ખાડવા જેવી છે

## બકરી કાઢતા ઊટ પેઠુ

શકા—અનતા તીર્થંકરોને ગણધરો એ જે ક્રમ રાખ્યો તેમા હવે એક વાધો બકરી કાઢતા ઊટ પેસી ગયુ નક્કી કરવા ગયા ક્રમ મહાવ્રતવાળાને પહેલુ ઉચ્ચારવાનુ છે, ઉચ્ચા

રાય છે પણ શ્રાવકના અણુવ્રતોમા ક્રરોડો ભાગા કર્યા છે તો કેઈમા પહેલા વ્રત વગરના ભાગા છે પછી એનુ શુ કરશો? પહેલા સિવાય બીજા લેવાય તે ઉચિત ગણો છો? તમે સાધુએ કાઈ ગુનેગારી કરી કે તમારે તો નિયમ તેમને નિયમ નહિ

**શ્રદ્ધાવાળો છોડવાની ઈચ્છાવાળો છે**

મહાનુભાવ! એને શ્રદ્ધામા નિયમ ન હોય પ્રાણાતિપાત-વિરમણ માન્યતા પાચે મહાવ્રતમા થવી જોઈએ, હોવી જોઈએ, પણ અશક્તિ, આસક્તિવાળો. બૈરીને છોડ ને? કહે બૈરીની આસક્તિ છે તપસ્યામા અશક્તિ ચાલવામા અશકિત પૈસો છોડવામા પૈસો ગળે બેઠો છે! કહો, આસકિત ત્યાનો મોહ છૂટતો નથી નિર્મમત્નભાવ થતો નથી અશકિત-આસકિત છે તેથી કરી શકતો નથી, પણ કરવા લાયક છે

**'મૃષાવાદ' અશનાશ, 'હિંસા' સર્વનાશ**

દેશ થકી વિરતિ ગૃહસ્થોને હોય સાધુધર્મમા રગ હોય છતાં અશકિત-આસકિતને લીધે ન લે, તેથી અડચણ આવતી નથી પહેલુ મહાવ્રત હોય, સર્વથા પ્રાણાતિપાતથી વિરતિ, બીજા બધા ઘાસપુસ મૃષાવાદ-અનતા ગુણ છે તેમા એક જ્ઞાનગુણ એટલે એક અશનો વિપર્યાય કરવાની બુદ્ધિ પણ હિંસા એ તો સર્વ ગુણનો નાશ કરનાર છે આમ હોવાથી હિંસા એ મહાપાપ એમા નવાઈ શી? એ પહેલે નબરે આવવુ જોઈએ એક ચીજનો અતરાય ઊભો કરે તે 'પાપી' તો સર્વ ગુણોનો નાશ કરે તે મહાપાપી કેમ નહિ? મૃષાવાદ પાપરૂપ છે પણ હિંસા જબરજસ્ત પાપરૂપ છે પહેલે પ્રાણાતિ પાત રોજ બોલો છો તે પહેલે કેમ? આ જ કારણથી અને

એ જ કારણથી પહેલુ મહાવ્રત પ્રાણાતિપાતવિરમણ કહ્યુ

શકા—જો તેમ છે તો તેને બદલે પ્રાણવધ, હિસા જીવવધ કેમ ન વાપર્યા ? સમાધાન—ગણધરો મોક્ષના બારણા ઊઘાડવા બેઠેલા છે તેથી દોરવાની નીતિને અગે પ્રાણાતિપાત વિરમણ મૂક્યુ છે

---

## વ્યાખ્યાન ૧૦

**સૂ**ત્રકાર મહારાજા પાચમા ગણધર **સુધર્માસ્વામી** બાર અગની રચના કરતા થકા પહેલામા **આચારની**, બીજાની અદર વિચારની વ્યવસ્થા કર્યા છતા સર્વ કાલના આચાર, વિચારોની સાધુમા તાકાત આવવી જોઇએ, તે આવે તો શાસન સર્વ કાલ વર્તી શકે અ ય મતના આચારનુ પરિવર્તન જો ન બતાવે તો કાળે કાળે આચારો અન્ય મતમા ફરતા ગયા

**અન્યોના જુલમ**

બૌદ્ધની સામા લડાઇઓ કરી, શ્વેતબિંદુથી હિમાલય સુધી-જે કોઈ બૌદ્ધ હોય તેની કતલ કરી નાખવી આખો દેશ તલવારના જોરે હાથમા લેવો

શકરાચાર્ય ફરતા ફરતા જગન્નાથજી ગયા ત્યારે જગન્નાથ જીની મૂર્તિ અવળી થઇ ત્યારે શકરાચાર્ય બોલ્યા-ઐશ્વર્યના મદમા માતો થયેલો છે મારી અવજ્ઞા કરે છે, પણ ધ્યાન રાખ ભુલી ગયો કે શુ ? જે વખતે બૌદ્ધો સામા પડેલા તે વખતે મે તને રકાવ્યો બૌદ્ધોની સાથે લોકોએ કેટલુ ખેડયુ હશે

પછી થાકયા ત્યારે બુદ્ધ એ અમારો અવતાર છે જે બાજુ હવા થાય એ બાજુનો ધર્મ લઈ લેવો, તેમ જૈનો સાથે લડવામા બાકી ન રાખી हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमदिरम्—આટલુ જૈનો સાથે ખેડયુ પછી થાકયા ત્યારે કહી દીધુ કે શિવજીની માયા છે

**અન્યો, ઉપદેશ દ્વારા વધનારા નથી**

જૈન સિવાય બીજો એક પણ મત ઉપદેશ દ્વારાએ વધવા પામ્યો નથી જૈનોની સાથે પૂરૂ ખેડયુ, અને ન ફાવ્યા ત્યારે અમારી **શિવજીની** લીલા છે એમ કહી નાખ્યુ

મિયાને **મહાદેવને** ન બને તો પછી **મહાદેવને મહમદને** બની શકે નહિ છતા **અલ્લોપનિષદ્** કહી નાખ્યુ જમાનો થાય તેમા ભળી જવુ

પુણ્ય પાપ અવસ્થિત વસ્તુ છે જમાનો ચાહે તેમ **પલટે** છતા વસ્તુસ્થિતિ હોય તે રહે તે પલટાય નહિ

**જમાનો પલટાયે પ્રરૂપણા ન પલટાય**

જૈન ધર્મની એક જ સ્થિર વાત છે જે વસ્તુ કેવળજ્ઞાનથી નિહાળી તે જ ભગવાને નિરૂપણ કરી, તેમા ચાહે તેટલા જમાના જાય પણ ફેરફાર પડે નહિ અમુક વસ્તુ જૂઠ એ ધર્મ હોય એવુ વખતના વાયરા જેવુ થાય નહિ ચાહે યુગો, સદીઓ વગેરે ચાલ્યા જાઓ જે તત્ત્વસ્થિતિ, તેમા કાઈ પણ પ્રકારે ફરક પડે નહિ અર્થની અપેક્ષાએ **દ્વાદશાગી** શાશ્વતી જે અર્થો **ઋષભદેવજી**એ કહેવા તે જ અર્થો **મહાવીરે** કેવળ જ્ઞાનથી જાણીને કહ્યા બન્ને વચ્ચે મોટા અતરો છતા તત્ત્વને બાધ આવે નહિ પ્રત્યેકબુદ્ધો, સ્વયબુદ્ધોનુ જ્ઞાન ભરત, મહા

વિદેહમા, સર્વ ક્ષેત્ર, સર્વ કાળે સરખુ રહે સમયના વાયરા લાગે નહિ જો જમાનો બે અઢી હજાર વર્ષનો તેમા સ્થિતિ પલટી જાય તો પલ્યોપમ-સાગરોપમમા પલટતા પલટતા નામનિશાન ન રહે જો શાસ્ત્ર વખતના વાયરાની પેઠે ફરતુ હોત તો ખોટુ થઈ જાત જૈન શાસનને અગે ચોવીસી, વીસી, ઉત્સર્પિણી, અવસર્પિણી, કોઈ કાળ, કોઈ ક્ષેત્ર હોય તો તેમા આના સિદ્ધાતને પલટાવાનુ નથી

**મહાવ્રતો એટલે શાસનનો સ્તભ**

આચારાગથી આચારની, સૂયગડાગથી વિચારની મર્યાદા બાધી, તે સર્વ કાલની કરવા માટે સ્થાનાગની અદર વર્ગીકરણની જરૂર છે વર્ગીકરણ એટલે એક વસ્તુને જુદા જુદારૂપે વહેચવુ વહેચવાથી રહેની ખૂબી ખ્યાલમા આવે વર્ગીકરણ માટે ત્રીજુ અગ એ અગના પાચમા ઠાણાની અદર ગણધરે પ્રરૂપણા કરી કે પાચ મહાવ્રતો ઘરમા નાના છોકરા ગાડી આગળ બેઠા હોય, બાપ, ગઠડી કાઢે, જોવા માડે, છોકરા કહે-શુ ધધો લઈ બેઠા છે? બાળકની દૃષ્ટિ ગડડીમા નહિ, ચા પીવામા, ખાવામા છે તેમ જ્યા સુધી ઊડા ન ઊતરીએ ત્યા સુધી મહાવ્રત શાસનના સ્તભરૂપ કેવા જરૂરી છે, એ માલમ ન પડે, ઊડા ઊતરીએ ત્યારે દેવ, ગુરુ, ધર્મતત્ત્વ મહાવ્રત ઉપર જ છે એમ માલમ પડે

**બીજા કુદેવો કેમ?**

હથિયાર ધારણ કરે તેને 'કુદેવ' કહીએ કારણ હિંસાની સભવના સ્ત્રી પાસે હોય તો 'કુદેવ' ગણીએ કેમ? મહાવ્રત વાળા નથી બ્રહ્મચારી નથી મહાવ્રતવાળા નથી એટલે સાધુ નથી તેથી મોક્ષ નથી કારણકે સાધુના વેશમા મોક્ષ છે

**ગૃહલિગ સિદ્ધ બોલનારે સ્વલિગ સિદ્ધ શબ્દ ખ્યાલમા લેવો**

પ્રશ્ન-ગૃહસ્થલિગે મોક્ષે ગયેલા છે કે નહિ? તો પછી વેષ ઉપર શુ તત્ત્વ છે?

**સમાધાન**-ગૃહસ્થલિગે સિદ્ધ કહ્યા તેની પહેલા સ્વલિગ કહ્યુ 'સ્વલિગે સિદ્ધ' એનો કાઈ અર્થ કરીશ? સિદ્ધનો અધિકાર ચાલેછે તેમા સ્વનો અર્થ શુ? કયો અર્થ લેવો? સિદ્ધ થવાનુ જો 'સ્વ' શબ્દથી 'સિદ્ધ' થવાનો અર્થ આવે તો એ અર્થ થયો કે સિદ્ધ મહારાજાનુ લિગ પહેલા શબ્દમા સિદ્ધ મહારાજનુ લિગ છે તે શાસ્ત્રકારે કહ્યુ, તે કેમ ધ્યાન બહાર જાય? જે ગૃહિલિગ સુધી પહોચવા જાય અને સ્વલિગનો અર્થ ન આવડે તેનો અર્થ શો? ગણધરોએ, તીર્થકરોએ, કેવળીઓએ કહ્યુ કે મોક્ષનુ લિગ વેષ તો પછી આમા મોક્ષ કહો છો? અરે શાસ્ત્રકાર કહે છે તે તો જુઓ જોડે પદ છે

**અન્યલિગ એટલે આધળા, અજાણ્યાપણુ**

અન્યલિગ-'અન્ય' એટલે બીજુ કોનાથી બીજુ? સિદ્ધ થવાનુ લિગ તેનાથી અન્ય-બીજુ લિગ જો તેમ છે તો અજાણ્યો, સીધે રસ્તે ચાલી ગયો હતો ગાડો, મોમાથી સારૂ નીકળી ગયુ તો પછી કોઇ અજાણ્યા, ગાડા કે આધળા થવા માગે ખરા? કોઈ રસ્તા ઉપર આવે તેથી કાઇ તે માગતા નથી રસ્તે આવવાનુ કારણ આધળાપણુ નથી આધળાને માર્ગે આવેલા દેખીએ છીએ, છતા સમજીએ કે આધળાપણાનુ, અજાણ્યાપણાનુ કામ ઊધુ વાળવાનુ છે

**અન્યલિગ એટલે મોક્ષને ઊધુ મારનાર**

અન્યલિગ-સસારમા ગુમાવનાર-મોક્ષનુ ઊધુ મારનાર, તેમા

**ગૃહસ્થપણાનાં બે વર્ષ**

**મહાવીર**ની એવી ઉત્કૃષ્ટ સ્થિતિએ વર્તણુક હતી રાજકુમાર હોય, બે વરસ સ્નાન કરે નહિ તો શી સ્થિતિ થાય ? ગૃહસ્થ પણામા રહેવુ–સાધુપણુ લે તો જુદી વાત અમારામા ને તમારામા ફરક રાતદહાડાનો તમારી દૃષ્ટિએ ગાડા તમારે પૈસો ભેગો કરવો, અમારે તો જોવુ જ નહિ દુનિયામા પૈસા કે કે તેને ગાડો ગણીને હોસ્પીતાલ (Hospital)મા લઈ જાઓ તમારા માથી ઊઘાડા માથે બજારમા ફરે તો મશાણીઆ ગણે અહીં પહેલેથી માથેથી ઉનાર્યું તમારામા જોડા ન પહેરો તો કજુસ અહીં જોડા પહેરો તો લાછન ખાન, પાન, વસ્ત્ર, પાનમા વિચારો કે ગાડાની નિશાની તે જ અમારી તમો બૈરી ન હો તો દેશેદેશ ફરો, અમારે હોય તો વોસિરે તમારી અમારી જોડી ન મળે તમારી અપેક્ષાએ પૂરેપૂરા ગાડા છીએ તમો હજામત વધારો તો ? લાછન મેલામા, લૂખુ ખાવામા, ઉપવાસ કરવામા અમારી શોભા તમને લાછન રાજકુટુબમા રહેવુ, રાજકુમાર, ઘરમા રહેવુ–બે વર્ષો સુધી સ્નાન ન કરે તે કયી સ્થિતિ ? પોતાને નિમિત્તે કરેલુ ન ખાવુ એ કયી દશા ? આવી દશાએ રહ્યા ઘરના કોઈ કામકાજમા ભળ્યા નહિ રાજકાજ સરખા ઉપાધિના કારણોમા નિગળા રહે આવુ છતાં ભગવાન **મહાવીર** ભૂલ્યા કે ઘરમા કલ્યાણ માન્યુ નહિ એમ ને ?

**કર્મે શૂરા તે ધર્મે શૂરાનુ તત્ત્વ**

કર્મે શૂરા તે ધર્મે શૂરા–બ્રહ્મચર્યમા પરણીને પરિણતિ વાળા રહ્યા હોય તો વાણીઆ જબૂસ્વામી–બ્રહ્મચર્ય લીધા પછી પરણ્યા પછી પણ પરિણતિમા રહ્યા તે ક્ષત્રિય કે વાણીઆ ? ચોરોને ચોકીદારો વાણીઆએ બનાવ્યા **કર્મે શૂરા**

**તે ધર્મે શૂરા** એ બેવકુફીનુ વાકય છે પાપીમા પાપી થયો હોય તો પણ તેને પ્રતિબોધ દેવામા સકોચાવુ નહિ શૌર્યને અગે લાયકાત હતી એ ઉનમા દોડવાનો યોગ છે આમ ફેરવીશ તો આમ દોડશે કર્મના શૌય છે તેને કેળવી લેવા માટે વાકય છે, પણ કમવાળાને વધારવા માટે વાકય નથી

**ગૃહસ્થપણામા કલ્યાણ નથી**

મૂળ વાત પર આવો **મહાવીર** બે વર્ષ સુધી આમ રહ્યા ન તો **નદીવર્ધન** બોલ્યા કે ઘરમા રહે છે ત રૂ કલ્યાણ છે ત્રણ જ્ઞાનના ધણી આવી રીતે રહેવાવાળા **મહાવીર** એમ માનવાવાળા ન હતા કે ઘરમા રહેવાથી કલ્યાણ છે **લોકાતિક** દેવોએ, **નદીવર્ધને**, શાસ્ત્રકારોએ ઘરમા કલ્યાણ ન રાખ્યુ ઘરવાળો, ઘર વગરનો એમ ભેદ માન્યા अगाराओ, अणगारीय पव्वइए મહાવ્રતોની કિંમત ધ્યાનમા આવી હોય તો ઝવેરીનો છોકરો સમજણુ થાય તો કહે બાપા, પેની ગડડી આવી છે તે જુઓ તો ખરા-આ દૂધને ન સભારે એવી રીતે જૈન શાસનમા પ્રવેશ કરનારો સમજે કે તીર્થકરોને અગે દેવ પણુ રહેવુ તે મહાવ્રતોને અગે ગૃહસ્થપણે કલ્યાણ નથી

**દેવ હથિયાર સ્ત્રી વગરના જોઇએ**

પ્રશ્ન—તરવાર હાથમા હોય તેથી અભ્યતર આત્મા બગડી ગયો? હથિયાર રાખે તે કુદેવ એવુ નહિ ભાવના ચોકખી હોય, હાથમા હથિયાર હોય, હથિયાર માત્રથી કુદેવ કેમ માન્યા? પૃથ્વીચદ ગુણસાગર-જે ખુદ સ્ત્રીનો હસ્તમેળાપ કરે છે તે વખતે પણ કેવળજ્ઞાન રોકાતુ નથી તો સ્ત્રીની મૂર્તિએ કેવળજ્ઞાન રોકયુ કેમ?

સમાધાન—સ્રીને રાખવાવાળાનો આત્મા સારો માની લઈએ, તો પણ મહાવ્રતની વિરૂદ્ધ ચિહ્ન હોય એટલે આરાધ્ય પણામા આવે નહિ આથી દેવને અગે આરાધ્યપણુ ઊડી ગયુ દેવ એવા માનવા કે જેને હથિયાર, સ્રી ન જ હોવા જોઈએ

## સ્રી આદિ નિષેધ, કુદેવના નિષેધ માટે

લોઢાના ખીલા (હથિયાર)થી કામ છે કે આત્માથી કામ છે? આત્મા સાથે કામ છે એમ તો ચોક્કસ જ છે તેથી જેટલા હથિયાર વગરના તે બધા દેવની લાઈનમા છે એમ માનતા નથી જેટલા સ્રો વિનાના તે બધા દેવ એમ નથી હથિયારનો અભાવ એ કુદેવત્વના અભાવને જણાવનારો છે પણ સુદેવપણુ જણાવનારો નથી હથિયાર ન હોય તેથી સુદેવપણુ આવી જતુ નથી તો પછી આ બધા સુદેવ ને? રસ્તા પર ઊભા રહીએ તો સેકડે બે હથિયારવાળા નીકળે તમારે પક્ષે વાઢા, વિધુર, સ્રી વિનાના તે બધા તો દેવ ને? એમ નહિ હથિયારનો અભાવ એ કુદેવત્વના અભાવને જણાવનાર સુદેવત્વ વીતરાગતાને–સર્વજ્ઞતાને લીધે છે

## મોક્ષમાર્ગનો રસ્તો મહાવ્રત જ

સુદેવત્વમા આવતા કુદેવત્વનો વિચ્છેદ કરવો છે સ્રીનો, હથિયારનો અભાવ છે તે કુદેવત્વના અભાવને લીધે હિંસકપણુ ન જોઈએ, અબ્રહ્મચારિપણુ ન જોઈએ તો સુદેવ માની શકીએ તો દેવત્વનો આધાર? પાચ મહાવ્રત ઉપર ગુરૂતત્ત્વને અગે પચમહવ્વયધારા કહેવુ પડે ધર્મતત્ત્વ–ત્રણે તત્ત્વમાથી કોઈ તત્ત્વ યથાસ્થિત માનવુ હશે તો મહાવ્રતની સરણીએ જવુ પડશે ગણધર, તીર્થકર સરખા સમર્થ પુરુષોએ મોક્ષમાર્ગનો રસ્તો મહાવ્રતના અગીકાર તરીકે દેખ્યો હતો જો ન દેખ્યો

હોત તો પોતે ઉચ્ચરત નહિ

શકા—ગણધરોએ પોતે મહાવ્રત શુ કામ લીધા? સમાધાન—એ મહાવ્રત સિવાય, અકિંચનપણા સિવાય કોઈ પણ પ્રકારે મોક્ષની પ્રાપ્તિ નથી સમજણ સિવાય સારા શબ્દનો ઉચ્ચાર નથી, છતા કોઈ વખત અણસમજે સારો શબ્દ બોલી જાય છે જ્યા મહાવ્રત ત્યા જ મોક્ષ

**લોઢાની ખીલીવાળી નાવ તારે તે પ્રતાપ લાકડાનો**

ખુદ મહાવ્રતની પરિણતિ લઈએ મહાવ્રતની પરિણતિ સિવાય કોઈ મોક્ષે ગયો નથી સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રની પરિણતિ સિવાય મોક્ષ થઈ શકે નહિ પાણીમા નાવડુ નાખ્યુ આટલી બધી ખીલીઓ છે તરી કે નહિ? કહેશો કે લોઢુ તરે છે કેમ નહિ? નજરે તો જુઓ છો લોઢાનો જથ્થો હોય તો તરે છે? લોઢુ તર્યું ખરૂ પણ પ્રતાપ કોનો? લાકડાનો લોઢાનો સ્વય સ્વભાવ નથી

**અન્યલિગે છતા મોક્ષે જાય તો તે પ્રતાપ મહાવ્રતનો**

સ્ત્રીઓની સાથે ક્રીડા કરે, અને કેવળજ્ઞાન પામ્યો એવો કોઈ દિવસ દેખ્યો? બહારથી બધુ હોય પણ અદરથી આ નહિવાળી સ્થિતિ હોય તો કેવળજ્ઞાન પામે જેમ નાવડીમા ખીલા છે તે ભારરૂપ ખીલા સાથે નાવડી સાથે પાર ઊતરી ગઈ ગૃહસ્થપણુ ડુબાડનાર, ડુબનાર અદર રહેલા મહાવ્રતોને લીધે તરી જાય

પાચ મહાવ્રતો છે તદ્યથા-આ જ અનુક્રમ કોઈ પશ્ચાનુપૂર્વી, અનાનુપૂર્વી ભલે જાપમા હોય, પણ આ મહાવ્રતની અદર પશ્ચાનુપૂર્વી, અનાનુપૂર્વી કામ ની નથી પૂર્વાનુપૂર્વી કામની તેથી આજ અનુક્રમે બીજો નહિ

## મૃષાવાદ વિરમણ એટલે સોયની ચોરી

બીજુ મહાવ્રત એટલે શુ ? અનતા ગુણમાનો એક ગુણ, તેમાનો એક અનતમો ભાગ, તેનો પલટો કરવાની દાનત તેમા પાપ ગણ્યુ તો આત્માને જીવનથી માર્યો તો કેટલુ પાપ ? થયેલુ અનતુ જ્ઞાન, થવાનુ જ્ઞાન તોડી નાખ્યુ, જીવન તોડી નાખ્યુ, તેને બધ ન કરીએ ત્યા સુધી **ગઠડીની છુટ્ટી ને સોયના સોગન.** તમે મૃષાવાદી, એક આત્માના અનતા ગુણો, તેમાનો એક ગુણ તેમાનો અનતમો અશ આટલુ કહીને ગૌણ કહી નાખ્યુ મૃષાવાદવિરમણને સોયરૂપ બનાવ્યુ

## ઉત્સૂત્ર અનતો સસાર વધારે

હિંસાની પ્રતિજ્ઞા ન કરી હોય ત્યા સુધી મૃષાવાદની પ્રતિજ્ઞા શોભતી નથી તેથી પ્રાણાતિપાતવિરમણ પ્રથમ રાખ્યુ હિંસા કરવાવાળો હિંસાથી અનતો સસાર એકી સાથે ન ઉપાર્જન કરે પણ જૂઠુ બોલનારો જિનેશ્વરના વચનની સામે ઉત્સૂત્ર બોલે, ઉત્સૂત્ર બોલનારને સમ્યક્ત્વનો નાશ પામેલુ સમ્યક્ત્વ, પામેલો ધર્મ નાશ પામે, એટલુ નહિ પણ અનત સસાર ઉત્સૂત્રનુ ભાષણ સમ્યક્ત્વનો નાશ કરીને બેસી રહેતુ નથી, પણ અનતા સસાર સુધી માર્ગનો જોગ મળવા દે નહિ જે બુદ્ધિશાળી છે તે પ્રાણનો ત્યાગ થઈ જાય તો પણ ઉત્સૂત્ર બોલે નહિ

જૂઠુ છોડવુ તે સોય તરીકે કે ગઠડી તરીકે ? જરા વસ્તુ સમજ આ વસ્તુ કાળી છે તેને પીળી કહી દીધી આમા અનત સસાર ને બોધિનો નાશ કરી શકશે ખરો ? તીર્થંકરે કાળી દેખી છે તેને પીળી દેખીએ તો તીર્થંકર વિરૂદ્ધ ખરૂ ને ? કાળીને પીળી કહીએ તે વખતે ઉત્સૂત્ર ખરૂ કે

નહિ ? આને ઉત્સૂત્ર માનવું કે નહિ ? જે વસ્તુ છે તે રૂપે સૂત્રકારે કહી છે એની વિરૂદ્ધ બોલવામાં આવ્યું તે સૂત્ર વિરૂદ્ધ થઇ ગયું—તો ઉત્સૂત્રભાષી-અનંત સંસાર થઇ ગયો

સમ્યક્ત્વને અંગે પ્રરૂપણીય પદાર્થ તેમાં જિનેશ્વરના વચનને અનુસરીને વર્તવું છે जिनपन्नत्त तत्त એ તત્ત્વની પ્રતીતિ છે, પ્રરૂપણાને અંગે જૂઠું બોલવામાં આવે તે 'ઉત્સૂત્ર' તે સિવાય બીજું વ્યાવહારિક જે 'મૃષાવાદ' તે મૃષાવાદનો ત્યાગ ન હોય

**ઉત્સૂત્રની વ્યાખ્યા**

જમાલિ નયોનું નિરૂપણ કરે છે ને કહે છે કે **મહાવીરે** કહ્યું તેવું નહિ કહેનારને ઉડાવી દીધા જીવ, અજીવ, નોજીવ કહેવા તે જુદી વસ્તુ છે કાળીને પીળી વસ્તુ કહેવી તે જુદી વસ્તુ છે, જે મોક્ષને અંગે આદરણીય તરીકે ગણાવેલા પદાર્થો, આચારો, પ્રરૂપણાને અંગે નિયમિત કરેલા પદાર્થોમાં વિરૂદ્ધ બોલે તે 'ઉત્સૂત્ર'

**અઢારમું પાપસ્થાન એક બાજુ**
**ને બીજા બધા એક બાજુ**

મૃષાવાદ અને મિથ્યાત્વ આવે તો અનંત સંસાર થાય એકલું મૃષાવાદ આવે તો અનંત સંસાર ન થાય તત્ત્વવિષયક, તીર્થંકરોના કથન વિષયક, સૂત્રો વિરૂદ્ધ બોલવામાં મૃષાવાદ જોડે મિથ્યાત્વ થાય, બે થયા તો અનંત સંસાર, બે ન થાય તો અનંત સંસાર નહિં ગુંજામાં બે રૂપિયા છે કોઈએ માગ્યા વિચાર થયો નથી આપવા—ત્યારે કહ્યું 'નથી' આ એકલું મૃષાવાદ

**પલટો ખાય તો તોડી નાખે**

હિંસા સર્વ પ્રાણોનો નાશ કરે છે મૃષાવાદ અને મિથ્યાત્વ

અનતાનુબધ કરે છે અનતાનુબધી—અનતા જન્મો બધાવે

શકા—ત્યા સુધી મોક્ષે જવાનો નથી તે નક્કી થયુ ને?

સમાધાન—અનતો બાધ્યો ખરો, પણ પરિણામમા તોડી નાખ્યો, અનતાનુબધીએ સ્વભાવે અનતો બધાવ્યો, તોડી નખાવ્યો ઉત્સૂત્ર બોલવાવાળાને અનતો બધાય, પલટો ખાય તો તોડી નાખે

**ગોશાળાનો પલટો**

ગોશાલાએ પલગો ખાધો જિનેશ્વર ઉપર બાળવા માટે જાહેર તરીકે તેજોલેશ્યા મૂકી, ઘાતકી, ક્રર હતો અદરથી પલગો ખાધો

ઢુઢીઆનો દાખલો લઇએ અદરથી જાણે પ્રતિમાજી સાચી છે બીજો (ઢુઢીઓ) નથી ને? જો ન હોય તો કહે છે તો સાચી પોતાની પેઢી ચાલુ રાખવા, ભકતોને રાજી રાખવા, કહેવુ પડે કે પ્રતિમા નકામી

**ગોશાલો**—બધા સમુદાયમા બોલી દેવુ, મે તમને અવળે રસ્તે દોરવ્યા હુ જૂઠો વિચાર કરો મરતી વખતે કયી સ્થિતિએ ચઢયો હશે? છેલ્લી દશા છે મરવાની અણી ઉપર છે પ્રાયશ્ચિત્ત લીધુ કોઈ ન કરે તેવુ કર્યું મારા પગે દોરડી બાધજો, કૂતરાની પેઠે ચોર્યાસી ચૌટામા ઢસળજો **મહાવીરના** ત્રણ લાખ એના અગિયાર લાખ હતા છતા પૂગવો મળતો નથી શ્રાવસ્તીના ચોર્યાસી ચૌટામા ઢસળજો **બજાર વચ્ચે અપમાન** એટલે શુ? ચોર્યાસી બજારમા ઢસળે તોએ બચા વનો રસ્તો ભકતો બેવકૂ થઈ ગયા રાજકારણમા કાલના મિત્ર આજના શત્રુ પોતે કહે છે કે આમ બોલજો ગોશાલો પાપી, દુષ્ટ, અજિન છતા જિનપણે જણાવનાર, આવા શબ્દોની ટેલ પાડજો કઈ સ્થિતિનો પલગો પોતાના શબ્દોની ટેલ આ હુ

કહુ છુ ને કહેજો ગોશાળા મરખો કટ્ટર વિરોધી પરિણામે પસ્તાવાળો થઈ ગયો જમાલિએ પસ્તો ન ખાધો

**ઉત્સૂત્ર સિવાયનુ મૃષાવાદ સોય જેવુ**

હવે મૂળ વાત પર આવો—સૂત્રકારોએ જણાવેલા દેવ, ગુરુ, ધર્મ, આચાર, તત્ત્વો, નયો, નિક્ષેપ, જીવાદિકનુ જણાવેલુ સ્વરૂપ–આને અગે વિપરીત પ્રરૂપણા થાય તો બીજુ અને અઢારમુ બન્ને તે મળ્યુ અનતો સસાર થઈ જાય આને અગે નહિ હોય તો મૃષાવાદ માત્ર સોય જેવુ ગણાય

**એક વિપરીતે બે પાપસ્થાનક**

સર્વ દ્રવ્ય ને સર્વ પર્યાયને અગે સમ્યક્ત્વ વ્યાપક છે એક પણ પર્યાય, દ્રવ્યને અગે વિપરીત પ્રરૂપણા કરવામા આવે તો બધા બે પાપસ્થાનકવાળા છે

બીજુ મૃષાવાદ, અઢારમુ મિથ્યાત્વશલ્ય બે પાપસ્થાનક

માન્યતા પાચ દની, બોલવામા ભલે નથી બો યા જ્યા અત કરણની પ્રતીતિ તત્ત્વાદિકને અગે અવળી ન થાય, ત્યા 'મૃષાવાદ' આ છે જ જૂઠુ ત્યા મૃષાવાદ અને મિથ્યાત્વ

મનમા હોય તેવુ બોની દે તો પાપ વધારે કે મનમા છે બીજુ ને બોલી દે બીજુ ? શ્રદ્ધાનો પનટો થયો તે વધારે

**ઉત્સૂત્ર એ સમ્યક્ત્વ ઘાતક**

**મૃષાવાદ એ વ્રતઘાત**

**પ્રાણનો નાશ એ ગઠડીની ચોરી**

તત્ત્વ, ધમ વગેરેની પ્રરૂપણાને બાધક ન હોય તે બોલાઈ જાય તો 'મૃષાવાદ' હિસા કરતા મૃષાવાદ નાનુ બનાવ્યુ મૃષાવાદમા ક્રોધ, લોભ, ભય, હાસ્યના જૂઠા રાખ્યા દર્શન મોહનીય કેમ ન લીધુ ? મોહથી થતુ મૃષાવાદ એ મિથ્યાત્વના

ધરનુ છે એને સમ્યક્ત્વનુ દૂષણુ છે મૃષાવાદનુ જૂઠુ તે સોયનુ જૂઠુ પ્રાણોનો સર્વથા નાશ કરનાર ગઠડીનુ જૂઠુ

**મરનો અર્થ અમર**

**મહાવીર** ભગવાનના સમવસરણમા ભગવાન વગેરેને છીંક આવી દેવતાઓએ કહ્યુ, મર વગેરે **ભગવાનને** ખુલાસો પૂછયો. શ્રેણિકને જીવતો રહેવાનુ કહે, તમને મર **મહાવીરે** ખુલાસો કર્યો-હુ જીવુ છુ ત્યા સુધી બદીખાનામા છુ, પાજરામા છુ મરી જઈશ ત્યારે કેદખાનામાથી છૂટીશ 'મર'નો અર્થ અમર કર્યો હિસા કોઈને મોક્ષ દેનારી થાય

**હિસક ન બચે હિસ્ય બચી જાય**

ખધક મુનિના પાચસો શિષ્યોને પીલી નાખ્યા તે મોક્ષે ગયા હિંસાના ઝપાટામા આવેલા મોક્ષે જાય છે જેની હિસા થાય તે મોક્ષે જાય પણ મૃષાવાદના ઝપાટામા આવ્યો તે રખડી મરવાનો કહો મૃષાવાદ હલાહલ ઝેર હિંસા કરનારો ન બચે, મરનારો બચી જાય

**ચોરીને પ્રથમ સ્થાન ન હોય**

હિસા સ્વભાવે સર્વ પ્રાણુનો નાશ કરે મૃષાવાદ ધર્મ મળધી ઊથવો ખવડાવે હિસા તે ગઠડીના ગુના જેવી મૃષાવાદ એ સોયના જેવી હિસા મર્દની પોક, મૃષાવાદ બૈરીની પોક, અદત્તાદાન પાડોશીની પોક હિસા આખા આત્માનુ નુકશાન કરનાર મૃષાવાદ આત્માના ગુણોનુ નુકશાન કરનાર અદત્તાદાન બહારની વસ્તુનો ફેરફાર કરનાર છે માટે હિસા કરતા, જૂઠ કરતા ચોરીને પ્રથમ સ્થાન અપાય નહિ

**બ્રહ્મચર્યને પ્રથમ સ્થાન કેમ નહિ?**

શકા—બ્રહ્મચર્ય શાસનની જડ, ધર્મધ્વજ, સ્વર્ગની

સીડી, એને ચોથે નબરે ગણો, એ તો એની કિંમત ગઈ ને? જેને ધારણ કરનારાને દેવ, દાનવ, ગધર્વ નમસ્કાર કરે એને ચોથે નબરે મેલ્યુ? એને તો પ્રથમ નબરે લાવવુ જોઈએ ચારના ભાગામા ફેર કરવો જોઈએ *બહોત્તેર ને છન્નુ વચ્ચેના ભાગામા ફેરફાર કરવો જોઈએ

સમાધાન—પહેલામા આત્માની નુકશાની, બીજામા આત્માના ગુણની નુકશાની ત્રીજામા પાડોશીની નુકશાની ચોથામા શાસનને, ધર્મધ્વજને, સ્વર્ગની સીડીને અને આત્માને પણ નુકશાની તેમજ પાચમામા-મમત્વભાવ એ દુનિયામા ડૂબાડનાર છે તેથી એ જ ક્રમ છે

## વ્યાખ્યાન ૧૧

સૂત્રકાર મહારાજા શ્રીમાન્ સુધર્માસ્વામીએ શાસનની પ્રવૃત્તિ માટે, ભવ્ય જીવોના હિતને માટે અગપ્રવિષ્ટ સૂત્રોની રચના કરતા થકા આચારાગમા આચારની અને સૂયગડાંગમા વિચારની વ્યવસ્થા કરી તે વ્યવસ્થા કર્યા છતા સર્વ કાળના સર્વ પ્રસગો, સર્વ જીવોના સર્વ વિચારો વચનથી ન કહી શકાય તો ભવ્ય જીવોને અધૂરૂ રહે, તેટલા માટે ઠાણાગજીની અદર વર્ગીકરણ કરી દીધુ–પ્રકારનો નિયમ કર્યો, એક એક વસ્તુ કથી કથી રીતે જુદી ઓળખી શકાય, સમજાવી શકાય તે માટે મૂળ ભેદો, પેટાભેદો, ભેદાતર બધુ જણાવવામા આવે ત્યારે વર્ગીકરણ કહેવાય તેને માટે ઠાણાગની રચના કરી

*પરિશિષ્ટ પહેલુ નબર (૬) જુઓ

ઠાણાગમા પાચમા ઠાણામા પહેલુ સૂત્ર મહાવ્રતો પાચ તેમા મહાવ્રતો એટલા માટે કે સર્વથા પાપથી વિરતિ પાચ પાપોથી સર્વથા વિરતિ તેને અગે મહાવ્રતપણુ વિરતિને અગે વ્રતપણુ, સર્વથા વિરતિને અગે મહાવ્રતપણુ

[1]તત્ત્વાર્થકારે જણાવ્યુ હિસા વગેરેથી વિરમવુ તેનુ નામ 'વ્રત'

**'વ્રત' સજ્ઞાનુ કારણ–**

**પ્રશ્ન**—'વ્રત' સજ્ઞા શા માટે રાખી? 'વ્રત' શબ્દ બેમા વપરાય છે આ કરવુ, તે નહિ કરવુ એકાસણાનુ વ્રત કર્યુ એકાસણુ કરવાની પ્રતિજ્ઞા થઈ એક આસન ઉપર બેસી ખાવુ–ખાવાનુ છોડવાનુ નહિ **विगइए पच्चक्खाइ** બોલ્યા–ત્યા ઘીનુ પચ્ચક્ખાણ એટલે ત્યાગ 'પચ્ચક્ખાણ' શબ્દ જે રીતે વાપરીએ છીએ તેમા છોડવાનુ જોડે લેવુ પડે છે એક આસને ખાવાનુ નિયમિત કરૂ છુ, અનેક આસને બેસવાનુ છોડુ છુ ખાવુ તેનુ નામ પણ વ્રત, નિવૃત્તિ કરવી તેનુ નામ 'વ્રત' 'વ્રત' શબ્દથી ભોજનમા અને તેની નિવૃત્તિમા ચાહે તો દહીં ઉપર રહેવાનુ નક્કી કરે, ચાહે તો દહીં છોડે

**'વ્રત' નિવૃત્તિના અર્થમા**

સમાધાન—આથી જ **તત્ત્વાર્થકારને** સકેત માટે સૂત્ર કરવુ પડયુ–'વ્રત' શબ્દ ખાના અર્થમા નથી 'વ્રત' શબ્દ કેવળ નિવૃત્તિ અર્થમા છે 'વિરતિ', 'વ્રત', બને કહેવાની જરૂર ન હતી અહીં કરવાનો નિયમ નહિ, છોડવાનો નિયમ

દેશથી જે વિરતિ કરે તેને 'અણુવ્રત' કહીએ સર્વથા

---

[1] हिंसाऽनृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरतिर्व्रतम्, (તત્ત્વા૦ અ૦ ૭સૂ૦૧)

વિરતિ કરે તેનુ નામ 'મહાવ્રત' વિચારો અહીં 'અણુ'નો અર્થ દેશથી વિરમવુ, 'મહા'નો અર્થ સર્વથી વિરમવુ પાચ મહાવ્રતો–'મહા' એટલે સર્વથી એક મહાવ્રતમા સર્વથા નવે કોટિની વિરતિ લીધી પાચે આશ્રવોથી ત્રિવિધ, ત્રિવિધ વિરમવુ તેનુ નામ 'મહાવ્રત' સામાન્ય મોટાના અર્થમા 'મહા' શબ્દ લીધો નથી અહીં મહા, શબ્દનો અર્થ સર્વથી વિરતિમા લઈ લેવો દેશસર્વતોऽणुमहती, (तत्त्वा० अ०७ सू० २) એટલે દેશથકી વિરતિ હોય તે અણુવ્રતમા સર્વથી વિરતિ હોય તે મહાવ્રતમા આથી સર્વપ્રાણાતિપાતથી વિરતિ તેનુ નામ 'પ્રથમ વ્રત'

## 'तज्हा', 'पण्णत्ता'થી તીર્થ કરોની છાપ

તીર્થંકરોએ પાચ મહાવ્રતો કહેલા એમ ગણધર કહે અને તીર્થંકર ભગવાન પાસેથી પ્રજ્ઞા-બુદ્ધિદ્વારા પ્રાપ્ત થયા છે બુદ્ધિ હતી તેથી ગ્રહણ કર્યા છે એ મે કહ્યા છે, તેથી तज्हा', 'पण्णत्ता' કહીને ગણધર નિયમિત કરે છે કે જિનેશ્વર સિવાય મહાવ્રતોની પ્રરૂપણા કરનાર કોઇ નથી

## બૌદ્ધો વગેરે અનુકરણથી શિક્ષા આદિ બોલે છે

બૌદ્ધોએ 'શિક્ષા'ને નામે આ પાચ મહાવ્રતો માનેલા છે પાતંજલે 'યમો'ને નામે આ પાચ મહાવ્રતો માનેલા છે

ઝવેરીનુ દેખીને બચ્ચાઓ કાચના કકડાને 'હીરા' કહે છે ઝવેરી હીરાને સજ્જડ પકડે છે, તાળામા મેલે છે તેમ નાના બચ્ચા પણ અનુકરણથી કકડાને પેટીમા મૂકે છે

## અનુકરણ કરવાવાળા કોણ?

અનુકરણ કરવાવાળો કોને કહેવો? બે આદમી આ મારી

છે એમ કહેવાવાળા હોય તો બનેના ચોપડા જોવાય ચોપડામા નોધ નીકળે, ઘડનાર કહે, માલ આપનાર કહે કે આને આપ્યુ છે ત્યારે તેનો માલ છે એમ નક્કી થાય પહેલા તો સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારીએ તો 'જીવ' અગર 'આત્મા' શબ્દની ઉત્પત્તિ જિનેશ્વરથી છે

**પદાર્થ જાણ્યા પછી નામ સ્થાપન**

સામાન્ય નિયમ છે કે પદાર્થ જોવામા, જાણુવામા આવે ત્યારે તેના વ્યવહાર માટે નામનુ સ્થાપન કરવુ પડે જે પદાર્થ જોવામા, જાણુવામા ન આવે ત્યારે તેના નામ સ્થાપનની જરૂર રહેતી નથી અને જોયા જાણ્યા વિના પદાર્થોના નામનુ સ્થાપન કરનામા આવે તો નામ ઘણા થઇ જાય

**આત્મા સ્પર્શાદિનો વિષય નથી**

સર્વ મતવાળાને આ વાત મજુર છે કે દુનિયામા હુવા એ અનાજના કાટે, શાકના કાટે, સોનાના કાટે પણુ તોલવાની ન હોય, એમાના એકે કાટે તોલાય નહિ હુવાના તોલ માટે સ્વતત્ર કાટો તેમ આ આત્મા સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર પાચ ઇદ્રિયમાથી એકે ઇદ્રિયનો વિષય નથી આત્મા અરૂપ, 'અ'શબ્દ વગેરે કહીએ છીએ 'આત્મા' સ્પર્શ વગેરેને કાટે જણાતો નથી એને માટે કાટો જુદો જોઇએ

**'આત્મા'ને જણાવનાર કોણ?**

જ્યારે આત્માને જાણુવાનો કાટો જુદો છે તો તે કાટો કયો? કૈવ્યનો કેવળજ્ઞાન સિવાય આત્માને જાણુવાનો કોઈ કાટો નથી ઇદ્રિયોના બધા કાટા નકામા કૈવ્યનો કાટો કામનો કૈવલ્યજ્ઞાન ફકત જિનેશ્વરમા રહેલુ છે કોઈ પણુ પોતાના દેવને 'અપજ્ઞ' માનવા તૈયાર નથી કોઇ છોકરો માને ડાકણુ કહેવા

તૈયાર નથી એ તેમના દેવને 'સર્વજ્ઞ' મનાવે તમે તમારા દેવને 'સર્વજ્ઞ' મનાવો બજારમા દુકાન માડીને બેસે તે બધા મૂછ તો આમ જ કરે છે જ્યા રોકડા જોખવા પડે ત્યારે હાથ કયા રાખવો તે ખબર પડે સર્વજ્ઞપણુ મનાવવા બધા તૈયાર છે તો હજુ વચલા કાળમા તો ભ્રમનો વખત રહેત

જગતમા કોર્ટમા કેટના કેસો જાય છે? લાખો, કરોડો તે કેસોમા વાદી કહે છે હુ બરોબર પ્રતિવાદી કહે હુ બરોબર કોર્ટે ન્યાય-નિર્ણય કરવો જોઇએ કોર્ટને એમા સાચો કોણ છે તેનો નિર્ણય કરવાની જરૂર છે તેમ જીવોએ નિર્ણય કરવાની જરૂર છે વેપારી કહે છે હુ સારો માલ આપુ છુ, સોઘો આપુ છુ લેનારે તપાસ કરવાની છે

વચના કાળમા જેમ બજારના બરાબર મોસમ ન આવે, ભીડ ન થાય ત્યા સુધી હાથ મૂછે પર રહે, પણ ભીડ વખતે મૂછ પર હાથ કોનો રહે છે તેની તપાસ કરો આજના જમાનામા અત્યારે તો તરત નિર્ણય થઈ જાય છે બધા શાસ્ત્રને મેલો, **નૈયાયિકે, વૈશેષિકે, મીમાસકે** પોતપોતાના દેવને 'સર્વજ્ઞ' માન્યા છે

**પરમાણુના જ્ઞાનમા પણ સાચુ કોણ?**

પરમાણુ કોને માન્યો? એ લોકો (નૈયાયિક-વૈશેષિકો) કહે છે બારીકમા બારીક કણીયાનો છઠ્ઠો ભાગ, તે 'પરમાણુ', બે પરમાણુનો દ્વિઅણુક, છ ભાગથી સાત ભાગ કણીયાના થાય તો સર્વજ્ઞપણુ ઊડી જાય

**પૌરાણિક ને વેદાતિક** કહે જાળિયાની વચમા સૂર્યનુ તેજ આવતુ હોય તે વખતે જે રજ દેખાય તેનો ત્રીસમો ભાગ તે 'પરમાણુ' એકત્રીસમો ભાગ થાય તો સર્વજ્ઞપણુ નહિ

ને? બારીક કણીયાને સૂક્ષ્મદર્શક યત્રથી જોઇએ તો એ કરોડ અગણોતેર લાખ કટકા ગણાય તો છઠ્ઠા ભાગવાળા, ત્રીજા ભાગવાળા સર્વજ્ઞો મરાઈ જવાના કે બીજુ કાઈ? એક પરમાણુનો જ વિચાર કરીએ તો એ બધાની જીભ બધ ખરી રીતીએ તો વ્યાવહારિક પરમાણુ અનત મળે ત્યારે કણીઓ થાય 'અનત' શબ્દની મશ્કરી કરવાવાળાને પણ ઉપરનુ તો માનવુ પડયુ હવે ઈથર સુધી પહોચ્યા છે સ્પર્શ, રસ, વગેરેવાળી, વસ્તુને ન દેખે તે કહે–આત્માને દેખુ છુ તો કોણ માનશે?

પરમાણુનુ જ્ઞાન ખોટુ હોવાને લીધે એમનુ સર્વજ્ઞપણુ ખોટુ થાય

**અન્યોની પરમાણુની થિયરી ધોઇ નાખવાની**

પાણી કેમ બને તે જાહેર વાત ન હતી અત્યારે તો હાઈડ્રોજન, ઓકિસજનથી પાણી બને છે બે હવા ભેળી કરી પાણી કરી દેવુ બે હવા કાઢી લો તો પાણી ઊડી જાય હવે **વૈશેષિકો, નૈયાયિકોને** કહો કે તમારા શાસ્ત્રો ધોબીને ધોવા આપો એમનો નિયમ હતો કે જલના પરમાણુ જલમા રહે, પરમાણુરૂપ જલ નિત્ય નિત્ય માનવાવાળા છોકરાના પ્રયોગમા જ પટકાઈ ગયા ચારે જાતના પૃથ્વી, અગ્નિ, વાયુ, તેજના પરમાણુ જુદા, નિત્ય એ પરમાણુની નિત્યતાની થિયરી (Theory) પૃથ્વીનો પરમાણુ અનાદિ કાળથી પૃથ્વીરૂપે રહ્યો છે, રહેશે આ તેમનો મત હાઈડ્રોજન, ઓકિસજનથી પાણી કરી દો, બેને જુદા પાડી દો તો કયા જાય? પરમાણુની થિયરી ધોઈ નાખવાની, ઔદારિક વર્ગણા ચાહે એકેન્દ્રિય વગેરે–પૃથ્વીકાય વગેરેના પુદ્ગલ હોય પરમાણુ માત્ર એક વર્ગણા રૂપે રાખ્યા ઔદારિક

**પુદ્ગલોની એક વર્ગણા રાખી**
**તીર્થંકરો સર્વજ્ઞ હોવાથી જાણીને કહી શક્યા**

[1]સૂયગડાંગજીમાં પાણીનું સ્વરૂપ જણાવતાં લખ્યું વાયુ ઉપાદાન, વાયુ નિમિત્ત કોનું? અપકાયનું એ નાગાબાવા કયા યંત્ર લઈને ફર્યા હશે તીર્થંકરને પહેરવાનું પૂરૂં વસ્ત્ર પણ ન હતું તે ક્યાં લેબોરેટરિ (Laboretory) લઈને બેઠા હતા કે પાણીને અંગે નક્કી કર્યું છે કે વાયુ ઉપાદાન, વાયુ નિમિત્ત-કારણ છે એમનામાં આત્માનું જ્ઞાન હતું તેથી જાણી શક્યા અને જગતને કહી શક્યા પરમાણુના દૃષ્ટાંતમાં જ સર્વજ્ઞપણું એ લોકોનું સળી ગયું

**જે સ્પર્શાદિના જ્ઞાનમાં નથી ટકતા**
**તે અરૂપી જ્ઞાનમાં ક્યાંથી ટકે?**

સો વખત દીવાસળી સળગાવી સો વખત અગ્નિના જીવો ઉત્પન્ન થયા મૂળ વાત એ છે કે-પરમાણુનું જ્ઞાન બીજે ઠેકાણે સત્યરૂપે રહેલું નથી વાયુનું જ્ઞાન કોઈ પણ જગ્યા પર સત્યરૂપે રહેલું નથી શબ્દને આકાશનો ગુણ માનીને ચાલ્યા હતા એ શબ્દને સ્પર્શવાળો માનવો, તે જૈન સિવાય બીજા કોઈએ માન્યું નથી રૂપ, રસ, વગેરેની જાળમાંથી ન નીકળી શક્યા તો પછી શબ્દ-રૂપ વગરની ચીજમાં-આત્મામાં શી રીતે પહોંચ્યા?

મંકોડાએ કહ્યું આ ભેંની ઉપાડી લાવું બીજાએ-તારી કેડ તો જો

---

[1]પરિશિષ્ટ પહેલું નંબર (૭) જુઓ

**સાયન્સથી સાબિત થયેલુ પૃથ્વી**
**આદિનુ જીવપણુ જૈનોએ જ માનેલુ છે**

જે જડની જાળમાથી નથી નીકળતા તે પરમાણુ, પાણી, હવા, શબ્દના સ્વરૂપમા ટકી શકતા નથી જેનુ જ્ઞાન ચાલતુ નથી તે આત્માની વાત શી રીતે કરી શકે? જેઓ પરમાણુ, પાણી, હવા, શબ્દ એવા જડ પદાર્થોના સ્વરૂપમા જાણુતા જકડાઈ ગયા, નીકળી ગયા તે અરૂપ વગેરે આત્માને શી રીતે જાણવાના? તીર્થંકરે જ આ માને જાણ્યો સર્વજ્ઞ તે જ છે, પણ વનસ્પતિ એ જીવ છે। પૃથ્વી, પાણી, હવા એ પણ જીવ છે એ શબ્દો બિચારાને ભયકર લાગતા હતા, તેની જગ્યા પર વર્તમાન જમાનામા વનસ્પતિનુ જીવપણુ, તાજી માટીનુ જીવપણુ-સ્થાવરને જીવ માનવાને જૈન સિવાય કોઈ હકાર નથી આજની શોધે મનાવ્યુ તે બીજાને માનવુ પડે છે જૈનોના લેખો આગળના છે

**બીજાઓને છજીવનિકાયની માન્યતા કે વિરતિ નથી**

છએ જીવનિકાયને જીવ તરીકે માનવા તૈયાર નથી, તેણે છજીવનિકાયની હિંસાથી વિરમવાનુ હોય નહિ છએ જીવ નિકાયની હિંસાથી વિરમવાનુ મહાવ્રત જિનેશ્વર જ કહી શકે

**સ્મૃતિમા ઝાડમા સુખ, દુઃખ નથી માન્યા**

સ્મૃતિમા ઝાડ વધતા દેખ્યા એટલે ઉપાય ન રહ્યો, પણ સુખ, દુઃખ વગરના માન્યા, નવી શોધથી ઝાડોને સુખ દુઃખની લાગણી સાબિત કરવામા આવી

**છજીવનિકાયની માન્યતાથી હિસાદિની વિરતિનો ક્રમ**

એવાને મતે છજીવનિકાયની દયા હોય નહિ, તો પાચ મહાવ્રતો કેવી રીતે હોય? મહાવ્રત, સર્વથા વિરતિ, છએ જીવનિકાયથી વિરતિરૂપ મહાવ્રતો છે, તે પણ અનુક્રમે આજ

ક્રમ પહેલા હિંસાવિરતિ નામનુ, બીજુ મૃષાવાદવિરતિ નામનુ આ અનુક્રમ નિયમિત છે તેને માટે ગણધર કહે છે એક જ પૂવાનુપૂર્વીનો ક્રમ અહીં પશ્ચાનુપૂર્વી, અનાનુપૂર્વી કામમા લાગતી નથી

**પહેલા મહેર નજરની જરૂર**

અણુવ્રતમા બધી છૂટી રાખી છે! અણુવ્રતનુ લક્ષણ દેશ કયો દેશ લેવો તે તેની મરજીની વાત ભાગમા નિયમ ન રહે પણ આખા વ્રતમા નિયમિત, ક્રમસર જોઇએ દેશવિરતિમા ચાહે તેની પહેલી, ચાહે તેની પછી, ચાહે તેની કરો, ન કરો તેમા વાધો આવતો નથી હિસાબ થઈ ગયો, ખાતુ મેળવાઈ ગયુ પછી કિંમત નથી મડાવતમા પહેલા સત્ર થકી હિંસાની વિરતિ હિંસા સર્વ ગુણોનો નાશ કરનાર છે **મોક્ષમા પહેલુ વિઘ્ન જીવની ઉપર મહેર નજર ન થવી તે** જીવના ઉપરથી ક્રુર દૃષ્ટિ નીકળી જાય તો કાઇ નહિ

**હિંસા વગેરે ચોથાના કુચ્ચાબચ્ચા**

શકા બ્રહ્મચર્યને પહેલે નબરે કેમ ન લીધુ? ત્રીજા, બીજાને સોય જેવુ ગણીને પછી ગણો ચોથુ શાસનની, ચારિત્રની, મોક્ષમાર્ગની જડ છે, એને ચોથે નબરે કેમ નાખી? હિંસા ચોરી જૂઠ એ ચોથા પાપના કચ્ચાબચ્ચા છે અબ્રહ્મને રન્ને પ્રવર્તો એ વે હિંસા, જૂઠ ચોરી, પરિગ્રહનો પ્રસગ ન હોય ત્યાથી આવી બેસવાનો

**હિંસાના ડરથી જ બીજા પાપસ્થાનક છે**

ચોથુ પા સ્થાનક એ ચારે પાપસ્થાનકોનો બાપ છે તો પછી એની વિ તિ પ્રથમ કેમ ન લીધી? સમાધાન-ચોથા વ્રતને શાસનની મોક્ષની જડરૂ માનવામા અડચણ નથી ચોથા પાપના

કચ્ચાખચ્ચા માનવામા વાધો નથી, પણુ મૈથુન છોડવુ શા માટે? નવ લાખ ગર્ભજ, અસખ્યાત સમૃચ્છિમની હિંસા વર્જવા માટે હિંસા વર્જવી એ જ ધ્યેય હિંસા, મૃષાવાદ વગેરેને લાવનાર ભલે મૈથુન હોય, હિંસાનો ડર ન હોય તો મૈથુનમા પાપસ્થાનક બુદ્ધિ આવવી મુશ્કેલ

**એક વખતના મૈથુનમા નવ લાખની હિંસા કેમ?**

એક વખતના મૈથુનમા નવ લાખ ગર્ભજો, જેવા આપણે ગર્ભજ પચેન્દ્રિય મનુષ્યો તેવા નવ લાખની હાનિ છે એક વખત એટલી હિંસા તે કેમ માનવી? જેમ વરસાદ વરસે છે બધુ પાણી વનસ્પતિ પકડતી નથી જ્યારે વરસાદ વરસે છે તેમાથી કાઈક વનસ્પતિરૂપે પરિણમે છે તેમ નવ લાખમાથી કાઇક જીવ સપૂર્ણ પર્યાપ્તિરૂપમા આવે છે એક બેની જે નિષ્પત્તિ થાય તે થાય, બાકીના રખડી જાય જેમ બાકીનુ પાણી દરિયામા ચાલ્યુ જાય તેમ

**પરિણામના અગે હિંસા એ પહેલુ જ છે**

ચોથુ મહાવ્રત ચારિત્રની જડરૂપ શાસનનુ મૂળરૂપ પ્રવૃત્તિને અગે પહેલા, બીજા, ત્રીજા, પાચમાનો બાપ પરિણામને અગે જ્યા પહેલાનો ડર ન લાગ્યો હોય, ત્યા સુધી ચોથાના પચ્ચક્ખાણ માટે કોઈ તૈયાર થાય નહિ ચોથુ અમુકના બચાવ માટે જ્યારે પહેલુ સર્વના બચાવ માટે

**બ્રહ્મચર્યનો ક્રમાક**

છએ જીવનિકાયને અગે પહેલા મહાવ્રતને પહેલો નબર મળવો જોઈએ હિંસાને પ્રથમ રાખ્યુ તે તો ઠીક, પણ બ્રહ્મચર્યને બીજુ તો લો મૃષાવાદને, અદત્તાદાનને વચમા કેમ ખોસ્યા? હિંસાથી જરા પાછળ મેલવુ તે વાત કબૂલ

થાય, પણ મૃષાવાદથી પાછા મેવો છે તો જે મહત્વ છે તે રહે નહિ મૃષાવાદ, અદત્તાદાન બીજા ત્રીજા નબરે ન મેલતા બ્રહ્મચર્યને તારી દૃષ્ટિએ બીજે નબરે મેલવુ જોઈએ બધા પાપસ્થાનકવાળો એ ધર્મના દરવાજામા આવે તો સીધો સમ જવો, પણ જૂઠ બોલવાવાળો તો વાકો સમજવો સાહેબ અગિયાર વ્રત આપો પણ જૂઠની છૂટ

મૃષાવાદનો ક્રમ બીજો જ આવે

રકમ ઉપર કુચડા ફરેલા દસ્તાવેજની કિંમત શુ ? ગાઠની ખર્ચેલી કિમત ગઈ મૃષાવાદને અગે ચાહે તે કહો તે નકામુ છે, જે કાઈ પ્રાયશ્ચિત્ત કર્યુ, પાપ કર્યુ, એક નગો સો દુખને હવે જૂઠથી બચે ત્યારે બ્રહ્મચર્ય ઉચ્ચરાવવુ લાયક વખાણ પૂરતુ, તે દહાડા, મહિના પૂરતુ ઉચ્ચર્યુ હતુ એમ કહે તેને શુ કરવુ ? જૂઠુ બોલવામાથી પ્રથમ બચ જેઓની જબાન પર કાબૂ ન હોય તેને કહેવુ શુ ? કારણકે જે સપૂર્ણ બ્રહ્મચર્ય—ચોથુ મહાવ્રત કોને અગે કામનુ છે? જબાન ઉપર કાબૂ મેળવેલો હોય તેને જબાન ઉપર કાબૂ ન મેળવેલો હોય તે ચોથુ વ્રત પાળી શકે નહિ બ્રહ્મચર્ય ઉચ્ચરીને કોઈના ફાસામા ન આવે એવી દશા ક્યારે આવે ? જીભ ઉપર કાબૂ મેળવે ત્યારે જ્યા સુધી કાબૂ ન આવ્યો હોય ત્યા સુધી આગળ ન વધી શકે મૃષાવાદવિરમણ વિના બીજા વ્રતોનુ ટકવુ મુશ્કેલ જબાન ઉપર કાબૂ ન આવે ત્યા સુધી ટકે નહિ ત્રીજુ કારણ મૈથુન એ સયોગ પ્રાસગિક ચીજ, મૃષાવાદનો પ્રસગ ચોવીસે કલાકનો હાલતા ચાલતા મૃષાવાદ એ અદરની જડમાથી–આત્માની પરિણતિમાથી નીકળનાર, તેમા બળાત્કાર ચાલતો નથી ચોથુ મહાવ્રત મોટુ પણ સજોગ

વર્જાય કે ખલ્લાસ જેટલાનુ બોલવુ તેનુ જ્ઞાન જોઇએ મૃષાવાદથી બચવા માટે અદત્તનુ પડ્ડયન મજબૂત હોવુ જોઇએ જ્યા બહારના મલ્લ્જોગો રોકાયા કે બ્રહ્મચર્ય પળાય મૃષાવાદને અગે જ્ઞાન જોઇશે, મોઢુ કાબૂમા જોઇશે વિચારીને બોલવુ, પદાર્થ હોય તેવુ બોલવુ, એ ન બને

## તમામ દ્રવ્યોનો વિષય હોવાથી મૃષાવાદ બીજુ

મૃષાવાદવિરતિનો વિષય કયો? સર્વદ્રવ્ય મૈથુનવિરતિનો વિષય વિજાતીય મનુષ્ય, સ્ત્રી, રૂપી, અરૂપી તમામ દ્રવ્યો બીજા મહાનતોનો વિષય ચોથા વ્રતના વિષયની અલ્પતા હોવાને લીધે અને મષાવાદમા વિષયનુ બહુપણુ હોવાને લીધે બીજે નબરે મૃષાવાદવિરતિ રાખવાની જરૂર છે

## અદત્તાદાન ત્રીજે ને ચોથે મૈથુન યોગ્ય જ છે

શકા— ત્રીજે તો બ્રહ્મચર્યને લો એક નબર ચઢયુ તો સતોષ માનીશુ માનની ખાતર તો એક નબર ચઢાવી દ્યો સમાધાન— વસ્તુસ્થિતિએ ચઢાવવા માગતો હોય તો વિચારની જરૂર છે અદત્તાદાન ટળાવવાને જીવોની સ્થિતિનો ખ્યાલ કરવો પડે ચાર "અદત્ત-સ્વામી-અદત્ત, જીવ૦, તીર્થંકર૦, ગુરુ૦ એમ કહ્યુ તેનો ખ્યાલ ન રહેતા ચારમાથી એકનો ખ્યાલ નીકળી જાય તો મીંડુ વળી જાય જ્યારે ચોથા વ્રતને અગે રૂપ, રૂપસહગત બેનો ત્યાગ કર્યો કે ખલાસ ભયકર પાપ છે એ કબૂલ અદત્તાદાનની અદર મોટો વિષય છે, તેટલો મૈથુનવિરતિમા નથી તીર્થકર-અદત્ત વગેરે જેના ખ્યાલમા ન હોય તે બિચારો મૈથુનથી વિરતિ કરવાનો શી રીતે? ગ્રહણ કરવા યોગ્યને ગ્રહણ કરે, ધારણ કરવા યોગ્યને ધારણ કરે

*પરિશિષ્ટ પહેલુ (નબર ૮) જુઓ

સર્વજીવવિષયક, સર્વદ્રવ્યવિષયક ચારેની માલિકીને અંગે અદત્તાદાન ત્રીજે નબરે યોગ્ય હતુ અને મૈથુનવિરતિ ચોથે નબરે યોગ્ય હતુ પણ પાચમા નબરની તો જરૂર જ ન હતી

અગ્નિ, પાણી, સ્ત્રીને બધ કરો, તો પરિગ્રહ લઈને કરીએ શુ? ચાર બધ થયા પછી પરિગ્રહ કરાવે તો પણ કોણ કરવાનો? મૂગાને બોલવાના પચ્ચક્ખાણ આપવા તે નકામા છે પરિગ્રહ આપવા જાય તો પણ કહે શુ કરુ? છોકરા હોયા ન હોય તેને વીન કરવા પડે છે છતા પૈસા, પાપમા પ્રવૃત્તિ વાળા છતા પણ દઈ દેવા માગો છો, વીવનો અર્થ આવ્યો.

પહેલા પાચમાની સફળતા સાબિત કરો. એમા એટલી બધી ઓછાશ છે? માગ્યુતુગ્યુ છે? તો પછી પાચમા નબરે કેમ?

---

## વ્યાખ્યાન ૧૨

### નય, પ્રમાણ ને નયાભાસ

ગણધર મહારાજા સુધર્માસ્વામીજીએ ભવ્ય જીવોના ઉપકારને માટે, શાસનની પ્રવૃત્તિ માટે દ્વાદશાગીની રચના કરવા માડી, તેમા આચારાગમા સાધુઓએ આચારનુ આચરણ કેવી રીતે કરવુ તે કહ્યુ ને વિચારમા સાવચેતી કેવી રીતે રાખવી, સ્વસમય ને પરસમય કેવી રીતે જુદા છે, તે બધી જ વ્યવસ્થા સૂયગડાગમા કહી એ કયા છતા પ નમન કરવા તેનો પત્તો નથી દુનિયામા મતમતાતરોની તો સખ્યા છે કહો કે પાચસો-છસો જેટલા વચનના માર્ગો છે તેટલા નયવાદો છે જેટલા

નયવાદો તેટલા મિથ્યાત્વના સ્થાનો છે પોતાની ગાતા બીજાની ગબડાવે તે 'નયાભાસ' પોતાના ગુણ ગાય પણ બીજાની દરકાર રાખીને ગાય તે 'પ્રમાણ' स्यात् घट કહેતા બીજા બધા ધર્મો મારી ધ્યાનમા છે પણ એની મારે જરૂર નથી, અત્યારે પટનુ અવિદ્યમાનપણુ જણાવવાની જરૂર નથી અત્યારે ઘટમા ઘટપણુ છે તેની વાત કરૂ છુ 'ઘડો' છે એટલી વાત કરૂ છુ બીજામા પત્તો નથી પટરૂપ છે કે નહિ? પટરૂપનો અભાવ છે કે નહિ તેની તથા નહિ બીજાની તથા છોડી તેથી ઘટ છે એમ કહેવુ તે 'નય' કહેવાય 'घट एव' ઘટ જ છે એમા છે જ પણ જ પકડી લીધુ અને નાસ્તિપણાનો અભાવ તે 'નયાભાસ'-'મિથ્યાત્વ'

## 'બહુ ભણેલો શાસ્ત્રનો-શત્રુ' તેનો ખુલાસો

શાસ્રો બહુ ભણે તે મિથ્યાત્વી, નહિ ભણેલો મિથ્યાત્વી પણ ભણેલો શાસનનો શત્રુ-મિથ્યાત્વ નહિ રાખતા આગળ વધ્યા-શત્રુ જેમ જેમ બહુ ભણેલો હોય તેમ તેમ વધારે શત્રુ એટલો બધો વસ્તુને સમજનારો કે બીજાની ઉપર છાપ પાડે જેમ જેમ બહુશ્રુત, જેમ જેમ વધારે છાપ પાડે, તેમ તેમ વધારે શત્રુ શકા-આ કહીને જ્ઞાનને દુનિયામાથી કાઢી નાખ્યુને? આવુ જૈન શાસ્રનુ જ્ઞાન? એક મનુષ્યે સાધુને નદી ઉતરતા દીઠો ત્યા કહી દીધુ કે તમારૂ મહાવ્રત ગયુ સર્વપ્રાણાતિપાતના પચ્ચક્ખાણ કર્યા છે કે નહિ અને અહીં હિંસા થાય છે કે નહિ? સમાધાન-શાસ્રકારો કહે છે શાસ્રો પ્રમાણ નથી, કારણ શાસ્રોમા જે વાક્યો છે તે નય-વાક્યો છે, વચન જે નિરૂપણ કરે તે એક ધર્મ પૂરતુ નિરૂપણ કરે મહાવ્રત મોક્ષનુ સાધન તે રૂપે વાત લીધી તેનુ નિરૂપણ કર્યુ

મૂળ સ્થાનરૂપે આ જ ક્રમ

વર્ગીકરણ તરીકે 'પચ મહવ્વયા' તે પણ 'તદ્યથા' આ જ અનુક્રમે પાચની અનુપૂર્વી, એકસો વીસ લાઈનોમા એક જ કબૂલ કબૂલ એકસો ઓગણીસ લાઈન નકામી પાચે મહાવ્રતો છે તે આ અનુક્રમે છે આ જ અનુક્રમ જણાવવા માટે 'તદ્યથા' હુ કહુ છુ તેમ, પણ બીજી રીતિએ નહિ આચારોની પ્રરૂપણા થતી હોય ત્યારે અધિકાર આવે તે મૂળ સ્થાન તરીકે નહિ ત્યા ગમે તે ક્રમે ચાલે પણ મૂળ સ્થાનરૂપે આજ અનુક્રમ

પહેલુ ,બીજુ, ત્રીજુ અપવાદિક ચોથુ નિરપવાદિક

પ્રાણાતિપાતની વિરતિ સવ પ્રાણોનો નાશ-પહેલે નબરે આત્માના એક ભાગના એક ગુણને અમુક અશે લોપનાર મૃષાવાદ ત બીજે નબર મૃષાવાદ સર્વદ્રવ્યપર્યાયવિષયક જ્યાર અદત્તાદાન લેવા મેળવવાની ચીજવિષયક, જ્યા સર્વ દ્રવ્ય વિષય નથી, તો પછી સર્વપદાર્થવિષયક હોય શાનો ? તેથી બીજા નબરે ન રાખતા ત્રીજે નબરે મૂક્યુ મૈથુન રૂપ, રૂપસહ ગતને માટે તેથી ચોથે નબ૨ જે નિરપવાદ તેને ચોથે નબરે પહેલુ, બીજુ ત્રીજુ પ૦ અપવાદવાળુ-એટલે પ્રસગે, કારણે કરવાની છૂટ

એક મનુષ્ય એક જગ્યા પર ગયો, આ વો ત્યાં નદીમા પાણી ન હતુ, નદી ઉતરૂ તો ડિમા થાય નદી ઊતરીને વિહાર ન કરે તો દોષ નદી ઊતરીને જાય તો દોષ નહિ ચોમાસામા ચાર મહિનામા એ પ્રતિબધ નદી ઉતર પણ વિહાર કર પ્રાણાતિપાતવિરમણને મહાવ્રત' રાખ્યુ, પણ છૂટ રાખી-ત્રસની

વિરાધના ટાળવા માટે કિલામણા [1]મૃગલા જતા હોય, દેખ્યા હોય, પારધિ આવીને પૂછે તો મૌન રહે, તેથી ન વળે તો 'હુ નથી જાણતો' એમ કહે કેટલાક વસ્તુ નહિ જાણનારા-

**નો जाणति वएज्जा, जाणति नो वएज्जा** એનો એવો અર્થ કરે છે કે-'હુ જાણુ છુ એમ ન કહે હુ નથી જાણતો એમ બોલે ત્યારે જૂઠુ બોલવાની શાસ્ત્રે આજ્ઞા આપી

नो जाणति वएज्जा હુ જાણતો નથી

जाणति नो वएज्जा હુ જાણુ છુ એમ ન કહે

પહેલા મૌન, જાણે છતા ન બોલે તે 'મૌન' છે મૌનપણે બેદરકારી પછી બોલવાનો નિષેધ એ બીજા પક્ષમા ન આવે, હુ જાણુ છુ એમ નહિ કહો તો जाण वानी શી જરૂર? જાણતો થકો, નથી જાણતુ એમ બોલવુ હોય તો जाण वानी શી જરૂર? શાસ્ત્રકારે મૃષાવાદની ખાળ કરી, આવા મૃગલાના પ્રમ ગમા તમને પૂછે અને મૌનપણાથી ન ચાલે તો જાણતા થકા હુ નથી જાણતો એમ કહેવુ -મૃગલા દેખ્યા છે, છતા નથી જાણતો એમ બોલો કહો મૃષાવાદનિરમણમા ખાળ મેલ્યો જ્યારે મૃગલા સરખી જાનવરની જાત, અવિરતિ જાત, તેની નાત્ર

---

१ (अ) से भिक्खू वा॰ दूइज्जमाणे अतरा से पाडिवहिया उवा गच्छिज्जा, ते णं पा॰ एव वइज्जा—आउ॰ स ! अविमाइ इत्तो पडिवहे पामह, त॰ मणुस्स वा॰ सिरीसिव वा जलयर वा से आइक्खह दसेह, त नो आइक्खिज्जा नो दसिज्जा नो तस्स त परिन्न परिजाणिज्जा, तुसिणीए उवेहिज्जा, जाण वा नो जाणति वइज्जा। (आचा॰ सू॰ ३८७), (आ॰ (९)

### સયમના માટે દયા છે

[1]પઞ્મ नाण तओ दया એ જૈનોમા થોડાથી જ અજાણ્યુ હશે. એનો ભાવાર્થ કયા રૂપે લીધો છે? **કોઇની સોય, કોઇની ગઠડી** સોયની જાહેરખબર દેવી છે ગઠડી ગળી જવી છે જ્ઞાનને માટે આ વાકય કહ્યુ જ નથી સયમ દયાને માટે આ વાકય કહ્યુ છે પહેલુ ઝાડ પછી ફળ પહેલા સ્રી પછી પુત્ર ઝાડ ઉપર તત્ત્વ નથી ફળ ઉપર લોકોને તત્ત્વ છે ફળની ઇચ્છા હોય તો ઝાડ વાવ પહેલી કરાતી વસ્તુ એ આગળના ફળને અગે દયા કરવા માગે છે, દયા કરવી એ તારૂ કર્તવ્ય છે દયા કર્મ બધાવનાર નથી, બચાવનાર છે આખુ પ્રકરણુ દયામય છે જ્ઞાનનુ પ્રકરણુ ન થી

### ઉપક્રમ ને ઉપમહાર જયણાને માટે

[2]કેમ ચાલુ, કેમ બોલુ? કેવી રીતે રહુ કે પાપ કર્મ ન બધાય? જયણાથી ચાલે, ઊભો રહે, બેસે, બોલે ને ખાય તો પાપકર્મ બાધે નહિ આખા પ્રકરણનો ઉપોદ્દઘાત કયા છે? **જયણાને ઉદ્દેશીને પાપકર્મ ન બધાય**–આ ઉપક્રમ એના પોષણમા पढम नाण तओ दया જણાવ્યુ તારે દયા પાળવી હોય તો જીવોને સમજી લેજે આશ્રવ-મોક્ષનુ જ્ઞાન મેળવી લેજે શાને માટે? જયણા પાળવા માટે ઉપક્રમ એ

---

૧ પર્વદેશના ૬ ૧૦૨ જુઓ

૨ कह चरे कह चिट्ठ, कहमासे कह सए। कह भुजता भासते, पाव कम्म न बधइ ॥ ३८॥ जय चरे जय चिट्टे, जयमासे जय सए जय भुजतो भासतो, पाव कम्म न बधइ ॥ ३९॥ दश० )

જયણાને નામે, ઉપસહાર જયણાને માટે જીવ, અજીવ અને બનેને જાણનારો સજમ જાણશે ઉપસહાર સજમમા ઉપક્રમ ને ઉપસહારને એક બાજુએ રાખીએ પણ ગાથામા જ આવીએ સર્વ સાધુઓ આવી રીતે છે

**તત્ત્વ જયણામા**

જગતમા જેને ભૂખ લાગી તેણે રસોઈ કરી રસોઈ કરે તે જ ભૂખ ભાગે તેથી બધા ધરાયલા છે? તત્ત્વ કયુ? ચૂલા સળગાવવાનુ પહેલુ પણ મુદ્દો કયા? ધરાવામા ચૂલો સળગાવવા ઉપર તત્ત્વ હોય તો નો ચૂલા સળગાવે દાળ વગેરે ન લાવે તો? રસોઈ કરીને ધરાવામા તત્ત્વ છે તેમ જયણામા તત્ત્વ

**ગીતાથ અને ગીતાર્થ નિશ્રા એ જ સાધુપણુ**

જીવ, અજીવને જાણે ત્યારે સર્વ જીવોની ગતિ જાણે ગતિ જાણે, પુણ્ય, પાપ, બધ, અને મોક્ષ પણ જાણે સસારથી કટાળો ને કટાળાથી ત્યાગી આ બધો અનુક્રમ શા માટે? સદાચારની નીસરણી નથી દેખવો ઉપક્રમ કે ઉપસહાર કે નથી દેખવુ ગાથાનુ તત્ત્વ દલીલથી પણ સાબિત કરે છે અજ્ઞાનને 'નકામુ' કહીએ છીએ અજ્ઞાન ઉપર ચીઢ ઇ ગયા છે એવુ નથી બિચારો જાણે નહિ તો શુ કરે? જયણાદિક ન કરી શકે માટે અજ્ઞાન ખરાબ અજ્ઞાનથી ખરાબી અનાનપણે છે તેના કરતા જયણા નહિ પાળે તેની ખરાબી છે અજ્ઞાની કરવાનો શું? આ સુન્દર, અસુન્દર, વિરતિનો લાભ, અવિરતિનુ નુકશાન જાણે શુ? ન જાણે તો કહી ન શકે એને બાન્ન અજ્ઞાન ખરાબ અજ્ઞાની પણ જ્ઞાનીની નિશ્રામા હોય તો તે જ્ઞાની જેવો માન્ય છે એકલા જ્ઞાન ઉપર જઈએ તો અજ્ઞાની એકલો હોય ઽ નિશ્રામા હોય તે નકામો અજ્ઞાની પણ જ્ઞાની જેવા જ

છે, કારણકે જ્ઞાનીના વચનની નિશ્રાએ રહીને જ્ઞાનીની માફક વર્તાવ કરનારા એ હોય છે અગીતાર્થ જો ગીતાર્થની નિશ્રાવાળો હોય તો તેનુ સયમ માન્ય

**જ્ઞાન પારકુ પણ કામ લાગે**

આચારની પ્રબળતા કેટલી બધી સ્વીકારી? એક દેખતો હોય અને એક આધળો હોય, આધળો દેખતાની આગળી પકડનારો હોય અને જ્યા જવુ હોય ત્યા બને સાથે જાય તો પછી દેખનારા અને નહિ દેખનારામા ફરક નહિ જ્ઞાન પારકા આત્મામા રહેલુ તે કામ લાગે છે અગીતાર્થની નિશ્રાએ સાધુપણુ માન્યુ તેમ અવિરતિની નિશ્રાએ સાધુપણુ માન્યુ નહિ

**જ્ઞાન સાથે દયાની પણ આવશ્યકતા**

શકા—જ્ઞાન બીજાના આત્મામા રહેલુ ફળ ન દે તો પછી બીજાના આત્મામા રહેલી વિરતિ કેમ ફળ ન દે? સમાધાન— પારકુ જ્ઞાન બીજાને કામ લાગે, પણ પારકુ ચારિત્ર બીજાને કામ ન લાગે. અગીતાર્થને પણ ગીતાર્થની નિશ્રાથી જ્ઞાન માન્યુ જવુ હોય તેને ગાડીઆમા જોર જોડશે અત્યાર ચારિત્ર પવિત્ર ક્રિયા એ તો શાસનમા લેવી પડશે, જ્ઞાન તે માત્ર સાધન તરીકે જ્ઞાન પહેલા પણ તેથી તત્ત્વ તો દયાનુ જ લાવવાનુ છે જો જ્ઞાનની અદર દયાનો ઉદ્દેશ ન રહે તો તે જ્ઞાનને જ્ઞાન માનવા જૈન શાસન તૈયાર જ નથી આથી જ્ઞાનને ખસેડવુ છે એમ માનશો નહિ

**દયાના સાધન તરીકે જ્ઞાન**

દશવૈકાલિકમા પહેલુ જ્ઞાન કહ્યુ છે જ્ઞાન એ શાસનની જડ છે **જેના પરિણામમા સદાચાર હોય તે 'જ્ઞાન'** જ્ઞાન, જ્ઞાન તરીકે ઉપયોગી નથી, પણ જ્ઞાન દયાના સાધન તરીકે ઉપયોગી છે

**આચાર ત્યા સુધી જ શાસન**

દ્વાદશાગી ગ્રથના **આચારાગ** કેમ ગ્રથ્યુ? આચાર એ પ્રથમ, કેમકે એ ધર્મની જડ છે આચાર છે ત્યા સુધી જ શાસન છે છઠ્ઠા આગમા કથચિત્ જ્ઞાન પામનારા થશે પણ સાધુપણુ નહિ આવે તેથી શાસનનો વિચ્છેદ સમ્યક્ત્વના માલિક ચારે ગતિવાળા અને સમ્યગ્જ્ઞાનના માલિક પણ ચારે ગતિવાળા, પણ ત્યા તીર્થ નહિ દેવતા, નારકી, તિર્યચમા તીર્થ નહિ **નિર્ગ્રથ વગર તીર્થ નહિ** '[1]ण विणा तित्थ णियंठेहिं' શાસન પ્રવર્ત્યુ ત્યારે ગણીએ કે જ્યારે ગણધરોની દીક્ષા થાય-જે દહાડે સાધુપણુ થાય તે દહાડે શાસનની પ્રવૃત્તિ જે દહાડે સાધુપણુ બધ થાય તે દહાડે શાસન બધ **મહાવીરને** ઋજુવાલિકામા કેવળજ્ઞાન થયુ પણ તીર્થપ્રવૃત્તિ ક્યાથી ગણીએ? દીક્ષા થઈ ત્યારથી સાધુપણાની ઉત્પત્તિ ત્યા તીર્થની ઉત્પત્તિ ને સાધુપણાનો છેડો ત્યા તીર્થનો છેડો તિર્યચમા દેશવિરતિ હોય તો પણ શાસન છે નહિ

આ વિચારીશુ ત્યારે **સુધર્માસ્વામીએ** બારે અગની રચના કરતા આચારને કેમ પ્રથમ સ્થાન આપ્યુ તે સમજાશે આથી **આચારાગની** રચના કરી અને પછી **સૂયગડાગની** રચના કરીને વિચારની વ્યવસ્થા કરી

શકા-ઠાણાગજીમા પાચ મહાવ્રતોનુ વર્ણન કરતા પ્રાણાતિપાતવિરમણ કેમ કહ્યુ? અહિંસા કેમ કહ્યુ નહિ? સમાધાન-પહેલા હિંસા' શબ્દના બે વસ્તુ હતી પ્રમત્તયોગ

---

[1]ण विणा तित्थ णियंठेहिं णियंठा व अतित्थगा। छक्कायसंजमो जाव ताव तुण्हा णुमज्जणा॥ (जी भा०गा०३१८)

અને પ્રાણનુ વ્યપરોપણ પ્રમત્તયોગના પચ્ચક્ખાણ નથી, પચ્ચક્ખાણ તો પ્રાણવ્યપરોપણના છે હિંસાથી વિરતિ કહેવામા પ્રત્યાખ્યાનીય, વિવેચનીય વસ્તુ છે 'હિંસા' ન રાખીએ ને 'વધ' શબ્દ રાખ્યો હોત તો જીવવધથી વિરમુ, કહેવામા શી દશા થાત? સર્વથા મરણથી વિરમવાનુ થાય આથી, બાહેરો કરવામા કોઈ પણ પ્રકારે પ્રતિજ્ઞાને વાધો રહે નહિ

**વધના ત્રિવિધ ભેદો**

શકા–[1]વધના ત્રણ ભેદ છે (૧) જે પર્યાયમા જે જીવ રહ્યો તે પર્યાયનો નાશ કરવો તે 'વધ' પાણી પહેલા મોજાના ઉછાળા નહિ હોય પૂરી વાત થવા દો પછી બોલજો (૨) જે દુ ખ ઉત્પન્ન કરવુ તેનુ નામ 'વધ' નથી તો પર્યાયનો નાશ કર્યો, નથી દુ ખની ઉત્પત્તિ કરી, એટલા માત્રથી વધ સપૂર્ણ થઈ ગયો એમ નહિ (૩) પરિણામની ક્લિષ્ટતા કરવી આ ત્રણેનુ નામ 'વધ' પર્યાયનો નાશ દુ ખની ઉત્પત્તિ અને પરિણામની ક્લિષ્ટતા તે 'વધ' જિનેશ્વર મહારાજે આ ત્રણનુ નામ 'વધ' કહેલુ છે, તે વધ પ્રયત્નથી, ઉદ્યમ કરીને, સાવચેતી રાખીને વર્જવો જોઈએ માટે પઢમે વયે જીવવહાઓ વેરમણ કહી દો, પછી પાણાઇવાય લાવો શુ કામ?

**વર્જન આચાર પરત્વે, પ્રતિજ્ઞા પરત્વે નહિ**

સમાધાન–વર્જવાની અપેક્ષાએ તે જણાવેલો વધ વર્જવાનો છે પણ મહાવ્રતમા પ્રાણાતિપાતવિરમણ રાખ્યુ તેનુ કારણ ધ્યાનમા લે વધ એ જગતમા વર્જવો અસભવિત છે કેમકે,

---

[1] दु खोत्पत्तिमन क्लेश तत्पर्यायस्य च क्षय । यस्या' स्यात् सा प्रयत्नेन, हिंसा हेया त्रिधाश्रिता ॥ (हारिभद्रीयहिंसाष्टक–अवचूणि)

અયોગિ કેવલીની દશા વિચારીએ તો ત્યા પણ પર્યાયનો નાશ અને દુ ખની ઉત્પત્તિ એ બે વર્જી શકાતા નથી છતા જળમા સિદ્ધ થયેલા, દરિયામા નદીમા સિદ્ધ થએલા આપણે માનીએ છીએ જે વખત સિદ્ધ થનારાના શરીરો નદી, દરિયા, જલાશયમા હોય તે વખત જીવોને અગે પર્યાયનો નાશ છે કે નહિ? દુ ખની ઉત્પત્તિ છે કે નહિ? પર્યાયનો નાશ ને દુ ખની ઉત્પત્તિ છે 'વધ' વર્જવો એ અશક્ય છે એટલુ જ નહિ, પણ અસભવિત પણ છે આ જે કહ્યુ તે પ્રવૃત્તિને અગે આ ત્રણ પ્રકારનો જે વધ કહેલો છે તે વધનુ વર્જન આચાર પ્રત્યે છે પણ પ્રતિજ્ઞા પરત્વે નથી વર્જનની અપેક્ષાએ 'પાણી, વનસ્પતિ, વાયરાની વિરાધના ન થાય તેમ વર્તજે' એમ શ્રાવકને કહીએ છીએ

આચારને અગે આપેલો ઉપદેશ પ્રતિજ્ઞામા ઉતારી દે તો તુ સ્થાનને સમજેલો નથી આચાર બતાવવામા વાધો નથી પણ પ્રતિજ્ઞા ન કરી શકાય વધ વર્જવાને અગે ઉપદેશ આપ્યો તે લાયક અને જરૂરી, પણ પ્રતિજ્ઞાનો વિષય ચાલે છે પ્રતિજ્ઞાને અગે ન ચાલે પ્રતિજ્ઞા લઈએ તો એક એક જલસિદ્ધ થયા તે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ છે એમ કહેવુ પડે છે શ્રાવકને એકેદ્રિયની વિરાધના વર્જવાની હતી, તે વર્જીત થઈ ગઈ, આચારને અગે વર્જવાની હતી આચારનો વિષય છે પ્રતિજ્ઞાનો વિષય છે **સર્વ પ્રાણાતિપાતવિરમણ** એ પ્રતિજ્ઞાનો વિષય છે



# વ્યાખ્યાન ૧૯

## ધર્મની જડ

ગણધર મહારાજા શ્રીમાન્ **સુધર્માસ્વામીજીએ** ભવ્ય જીવોના ઉપકારને માટે દ્વાદશાંગીની રચના કરતા થકા આચાર એ ધર્મની મૂળ જડ છે એમ કહ્યું તીર્થપ્રવૃત્તિ એ પણ મહાવ્રતના ઉચ્ચારણને અંગે થયેલી હોઇને આચારની જડવાળી ગણાય તીર્થનું ટકવું સાધુપણું હોય ત્યાં સુધી ।

## અવકેશી જ્ઞાન કયુ ?

જ્ઞાનનો આદર જ્ઞાનના સુખથી કરાયેલો નથી । આદરવા લાયક વસ્તુનો ખ્યાલ આપે તેથી તે આદરી શકાય, છાંડવા લાયકને છાંડી શકાય તે માટે જ્ઞાન છે । ગ્રહણ કરવા લાયકનું ગ્રહણ કરવું અને છાંડવા લાયક છાંડવું એ ફળ જ્ઞાનનું છે જે જ્ઞાન થયા પછી આદરવા લાયકને આદરી ન શક્યા, છાંડવા લાયકને છાંડી ન શક્યા, તો જેમ ઝાડને ફળ ન આવે તેને 'અવકેશી' કહે છે તેમ તે જ્ઞાન પણ 'અવકેશી' કહેવાય

## જ્ઞાનની સાર્થકતા ક્યારે ?

વાચકવર્ય ઉમાસ્વાતિજીએ પ્રશમરતિમા જણાવ્યું કે "ज्ञानस्य फलं विरति" જ્ઞાનનું ફળ વિરતિ છે જ્ઞાન એ જ્ઞાનની અપેક્ષાએ આદરવાનું હોતું નથી વિરતિ થાય તો જ જ્ઞાન ગણવું આદરવા લાયક આદરાય ને છાંડવા લાયક છંડાય

---

१ विनयफलं शुश्रूषा गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम्। ज्ञानस्य फलं विरतिर्विरतिफलं चाश्रवनिरोधः ॥ (प्रशमरति श्लो० ७२)

### મિથ્યાદૃષ્ટિનુ જ્ઞાન, એ અજ્ઞાન શાથી ?

શકા—તમે તો જબરા પક્ષપાતી, તમારૂ ટીલુ ધરાવે તે જ્ઞાનવાળો સમ્યગ્દષ્ટિ જ્ઞાનવાળો, મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનવાળો એ શુ દાળડીને દાળડી નથી જાણતો, નથી માનતો ? એ પાનાને પાના તરીકે જાણે છે અને માને છે જેમ સમ્યગ્દૃષ્ટિ માને છે તેમ મિથ્યાદૃષ્ટિ પણ પાનાને પાના માને છે સરખુ જ્ઞાન છતા એકને જ્ઞાન અને બીજાને અજ્ઞાન ! સમ્યગ્દૃષ્ટિને જ્ઞાન તેજ જ્ઞાન અફીણને કડવુ, ગોળને મીઠો તમે કહો, એવુ તે પણ કહે એ સરખા છતા એકને જ્ઞાની, બીજાને અજ્ઞાની શા ગુનાથી કહો છો ?

સમાધાન—એકાતવાદ હોવાને લીધે સત્, અસત્પણાનો ફરક નથી પડતો સમ્યગ્દૃષ્ટિને ચાહે જેવો ઇષ્ટ વિષય હોય તો પણ એ પુદ્ગલના સ્વભાવ અનિષ્ટને અનિષ્ટ તરીકે જાણે હેયમા ઉપાદેયની બુદ્ધિ આવે ત્યા પુદ્ગલની દૃષ્ટિ આવી સમ્યગ્દૃષ્ટિ થવુ દરેકને ગમે છે, પણ મિથ્યાદૃષ્ટિ થવુ કોઈને ગમતુ નથી પણ સમ્યગ્દૃષ્ટિની સ્થિતિ કેવી મુશ્કેલી ભરેલી છે તે વિચારવુ નથી

### 'જિતશત્રુ'નુ ઉદાહરણ

જિતશત્રુ રાજા છે અને સુબુદ્ધિ પ્રધાન છે (જ્ઞાતાજી૦ અ૦ ૧૨સૂ૦ ૯૮-૯૯) બન્ને ખેલવા નીકળ્યા ખાઇ આવી ખાઈમા ખાખા ગામની દુર્ગંધી હતી રાજાએ દુર્ગંધનુ સ્થાન આવ્યુ ત્યારે મોઢે કર્યો દઈને ઘોડો દોડાવી મૂક્યો સુબુદ્ધિ સમકિતી છે તેને વિચાર આવે છે પુદ્ગલના પરિણામને આ જીવો સમજી શકતા નથી પાડોશીને ત્યા

સળગતો પૂળો ઘાલે છે વગર સગાસબધીએ મોકાણ શાની માડે છે? તારે ને પુદ્ગલને સબધ કયો કે જેની ઉપર તુ અરર! અહોહો! કરે છે આ વાત મારા માલિકના ખ્યાલમા આવી નથી, તો એની સેવામા રહ્યો શા કામનો? સહસ્ત્રયોધી રહ્યો હોય ને કોઈ રાજાને ધોલ મારી જાય તો સહસ્રયોધી નોકરીમા હાજર હોય ને પેલો ધોલ મારી જાય તો તેને ધિક્કાર હુ પણ ધર્મ પામેલો છુ ને પુદ્ગલનુ સ્વરૂપ જાણેલો છુ એવાની તહેનાતમા મોહરાજા રાજાને ધોલ મારી જાય તેથી મને શરમ આવે છે 'બાવના' ચદન છેદ્યુ, બાળ્યુ કે ઘસ્યુ તો યે સુગધ આપે સમકિતના મોઢામા ચાહે તો સપત્તિ કે વિપત્તિ હોય તો જેમ ચદન કોઈ દિવસ દુર્ગંધી વમે નહિ, તેમ આ જીવ પણ ચાહે તેવા ઇષ્ટ સયોગમા, અનિષ્ટ સયોગમા પોતાની સાચી સમજણને તજે નહિ

**સ્થૂલભદ્રની પરીક્ષા**

[1]સ્થુલભદ્ર બાર વર્ષ સુધી વેશ્યાને ત્યા રહ્યા છે પછી પહેલવહેલો મુનિ વેશ લે છે રાજા પરીક્ષા શામા લે છે? હાથી મરી ગયો છે લોકોની નાસભાગ, પણ સાધુ સ્થિર એમા એની પરીક્ષા સીધી લાઇને ચાલ્યા જાય છે, ત્યારે રાજાએ જાણ્યુ કે સાધુ છે

**સમ્યગ્દષ્ટિના વિચાર**

હવે મૂળ વાત પર આવો–પ્રધાન કહે મારા સસર્ગમા

---

[1]राया भणइ–पेच्छह करडतगेण गणियाघर पविसइ, आगासतलगओ पेच्छइ, जहा मतकडेवरस्स जणो अवसरइ मुहाणि य ढाकइ, सो भयव तहेव जाइ। (आव॰ हारि॰ पृ॰ ६०६)

આવેલો તેને ધર્મ ન આપું તો હું ધર્મ પામેલો કામનો શું ? સજ્જનોના ગુણો પ્રાપ્ત થયેલાના 'સંસર્ગ'માં આવીને સમ્ય ગ્દૃષ્ટિની પ્રશંસા ન કરે તો દોષ, પ્રશંસા ન કરે તો અનાચાર, ને પ્રાયશ્ચિત્તનું સ્થાન રાજાને કેવી રીતે સમજાવવો એ વિચારી પોતે નોકરને હુકમ કર્યો કે આમાથી પાણી લઇ લેજે ખરાબ ખાઇમાંથી પાણી લઇ લીધુ એ પાણીને રેતી, કોલસામાંથી ગાળી સ્વચ્છ કરી, વાસિત કર્યું પાણી તૈયાર થયું ત્યારે રાજાને જમવા બોલાવ્યો નોકરને કહી રાખેલું કે પેલું પાણી આપજે રાજા કહે અરે પ્રધાન ! પાણી જેવી ચીજ તે તે મારાથી છાની રાખી ? આ જે સ્થાનનું પાણી હોય તેમાથી અમે ભરી લાવીએ તો ખૂટી જાય એમને?

પ્રધાન બોલ્યા–આપને આવેશ ન આવે તો કહું જે ખાઈ આગળ ઘોડો દોડાવીને આપ નાઠા હતા તે આ પાણી રાજા એકદમ ચમક્યો ! ન હોય એ પાણી ! કોયલાને ચાહે તેટલો ધોઇએ તો ખડી ન થાય

પ્રધાને બધી પ્રક્રિયા બતાવી આ પાણીને આ બધા સાધનો, એ સંસ્કાર કરતા એલચી, લવિંગને જે રૂપે મેળવવા તે રૂપે મેળવે, ગંધ આવે તે રૂપે એ તૈયાર કરેલું પાણી બતાવ્યું, ત્યાં કબૂલ કર્યું કોલસો કાળો હોય છે એમાથી ગોળી કરે કે તે સફેદ પરિણામનું પલટવું તે પુદ્ગલનો સ્વભાવ જ્યાં રાજાએ મહેનત દેખી ત્યારે રાજાએ પૂછયું રોજ આવી રીતે કરે છે ? ના સાહેબ, આપને માટે જ કર્યું છે બીજું પાણી લાવીને કર્યું હોત તો અપૂર્વ થાતને ? ના આમાં એક કારણ છે આપ એ ખાઇના પાણીને દેખીને દોડી ગયા ત્યારે આપને પુદ્ગલનો વિચાર ન આવ્યો પુદ્ગલના

ખરાબપણાને લીધે તમારામા ખરાબપણુ દેખ્યુ તેથી મારે આટલી મહેનત કરવી પડી પુદ્ગલનુ સ્વરૂપ સમજાવ્યુ જિતશત્રુને સમકિત પમાડયુ

**પુદ્ગલનો દ્વેષ એ પારકી લાય**

સુબુદ્ધિમા જે પરિણતિ ઉત્તમ હતી તે રાજામા કેમ ન આવે? પારકાને ત્યા લાગેલી લાય પોતાને ત્યા કેમ આવવા દે? પાખ ઘરની કાપી નાખવી જોઇએ સુબુદ્ધિ પ્રધાન, રાજાને માર્ગે લાવવા માટે, પુદ્ગલનુ પરિણમન કેમ થાય છે તે સમજાવીને પુદ્ગલનુ ચાહે તે પરિણમન થાય તેમા આપણે ઘેરે લ્હાય લગાડવી નહિ પણ તે પદાર્થની અદર આ જીવ દ્વેષ કરે છે ગટર ( Gutter )નુ પાણી જોઈ દ્વેષ કરે છે, એ જ પાણી જઇને શાક થયુ તેને આદરથી લે છે શાથી? સ સ્કારથી બ લાયુ તેથી તે જ અર્થ ઉપર દ્વેષ કરીએ છીએ, તે જ અર્થ ઉપર લીન થઇએ છીએ

નિશ્ચયથી વિચારીએ તો જીવને ઇષ્ટ, અનિષ્ટ નથી પારકી લ્હાય ઘરમા ન ઘાલો. પુદ્ગલના પરિણામની વિચિત્રતા ખ્યાલમા આવી હોય તો, પાનાને પાનારૂપે કહે, પણ પોતાને ઘેર લ્હાય ન લગાડે સમ્યગ્દૃષ્ટિને જે જ્ઞાન થશે તેમા એક બધ હેતુ થવા દેશે નહિ જ્યારે મિથ્યાદૃષ્ટિને જે જ્ઞાન થશે, ઊલટાને ઊનુ કહેશે સમ્યગ્દૃષ્ટિ વસ્તુરૂપ જણાવે છે, અરે કાઈ નથી-રાચવુ માચવુ નહિ એ જ્ઞાનનુ ફળ તેથી કર્મબધન નહિ

**કયુ જ્ઞાન સસાર વધારે?**

જ્યારે સારૂ દેખ્યુ ત્યારે હાશ! ખરાબ દેખો ત્યારે અરે! જે જ્ઞાન થાય તે હાશ! અને અરે! મા પરિણમે એ જ્ઞાન તે સસારવૃદ્ધિનુ કારણ બને છે

## વિરતિરૂપ ફળ વિનાનુ જ્ઞાન અજ્ઞાન

જ્ઞાનનુ ફળ વિરતિ તે ન થવાથી મિથ્યાદૃષ્ટિના જ્ઞાનને જ્ઞાન કહી શકતા નથી, કેમકે એને વિરતિનુ ધ્યેય ન હોય સમ્યગ્દૃષ્ટિના બોધને જ્ઞાન તરીકે મનાયુ તે સદાચારના ધ્યેયને લીધે આશ્રવા લાયકને આદરવાની, મોક્ષ મેળવવાની બુદ્ધિ ન હોય તો સમ્યગ્દર્શન નહિ અહીં લાલ પડદો કરેલો હોય અને સામો સૂર્ય હોય, એનુ અજવાળુ એના પર પડે છે વસ્તુની લાલાશ દેખાય પણ વસ્તુ લાલ નથી અહીં આભાના સમક્તિ ન લેવા શાસ્ત્રની વાત ચાલતી હોય ત્યા પુદ્ગલ આમ છે ઉડયા એટલે ખખેર્યું સમ્યક્ત્વની સ્થિતિ [1]છ સઠ સાગરોપમથી અધિક

જ્ઞાન, 'જ્ઞાન' તરીકે ક્યારે ગણ્યુ ? વિરતિ ઉપર ધ્યેય રહ્યુ હોય ત્યારે જ્ઞાન જ્ઞાનરૂપે આ દેહુ નથી પણ વિરતિના કારણ તરીકે આદરેલુ છે પહેલુ જ્ઞાન ખરૂ પહેલા ચૂલો સળગાવવાનો, પણ કરવાનુ શુ ? રસોઈ જેમા વિરતિ આવે નહિ તે જ્ઞાન નકામુ

શકા-જ્ઞાનથી દયા થાય તે ચીજુ કહેવુ હતુ શા માટે "पढम नाण तओ दया" કહેવુ પડયુ ? એક જ પદમા બે વાક્યો શા માટે ?

સમાધાન-પહેલા જ્ઞાન થાય છે, પણ તે જ્ઞાન શા માટે ? દયા માટે માટે જ્ઞાન મેળવી દયામા આવ

જગતમા જ્ઞાન જ્ઞાનરૂપે આદરાયુ નથી, જ્ઞાન ફળરૂપે આદરાયુ છે ઘરના નળીઆ ગણ્યા છે ? લૂગડાના તાતણા

---

૧ (નાસ્તિક પ્ર૦ પૃ ૮૫ જુઓ )

ગણવા બેઠા છો? ગણો તો જ્ઞાન થાન ને? નળીઆ ગણ્યા હોત તો નળીઆનુ જ્ઞાન થાત ને? ઉપયોગ શેનો? જ્ઞાન નાનરૂપે લેવાતુ હોત તો એનો ઉપયોગ શો? એ કોઈ દિવસ રહેતુ નથી સુખ શા માટે એ સવાલ થતો નથી સુખ સુખરૂપે આદરવા લાયક છે, હેતુ તરીકે આદરવા લાયક છે જ્ઞાન જ્ઞાનપણે લેવાતુ નથી, હેતુ તરીકે એ લેવાય છે

**જ્ઞાન, સાધન તરીકે, નહિ કે સાધ્ય તરીકે-**

નળીઆ ગણવા તેનો ફાયદો શો? નાન સાધન તરીકે ગણ્યુ તેનાથી દયા થાય છે માટે 'જ્ઞાન' જ્ઞાનની કિંમત શાને લીધે? રાજાને ત્યા જન્મેના છોકરાની કિંમત રાજપુત્ર તરીકે છે, પુત્ર તરીકે નથી આશ્રવને છાડના અને સવરને આદરના માટે જ્ઞાનની જરૂર છે જ્ઞાનનુ જ્ઞાનપણે આરાધ્યપણુ નથી આચારને અગે જ્ઞાનનુ આરાધ્યપણુ છે **પ્રશમરતિમા** "ज्ञानस्य फल विरति" કહ્યુ છે હેયનુ હેય, ઉપાદેયનુ ઉપાદાન તઓ દયા ધ્યાનમા લઈશુ ત્યારે સમજાશે કે પ્રથમ આચારનુ ધ્યેયપણુ છે દશવૈકાલિકમા શય્યભવસૂરિજી "पढम नाण तओ दया" એમ કહે છે, તે એટલા માટે કે જ્ઞાનમા બે વાત - જાણે, પણ દયા નયે કરે સક્ષર વ્યભિચારનો છે જેણે દયા કરી તેને પાપ નથી કટુક ફળ નથી અર્થાપત્તિથી આખો ઉપસહાર થઇ ગયો ઉપક્રમ કર્યો કટુક ફળના અભાનને લીધે પાપકર્મ ન થાય તે પાપબધ થાય તો કટુક ફળ થાય ઉપસહારની વખતે પાપફળ, કટુક ફળની વાત છોડી દીધી 'જ્ઞાન,' જ્ઞાન અને દયા બેને અગે વ્યભિચાર છે તેથી 'તઓ દયા' કહેવુ પડયુ દયાના ધ્યેયે જ્ઞાન આદરવાનુ છે

## આચારની દૃષ્ટિએ જ્ઞાનની સફળતા

જ્ઞાન આચારની દૃષ્ટિએ સફળ છે, માટે પહેલા આચારની જરૂર છે **સુધર્માસ્વામીજીએ** પહેલા **આચારાગની** રચના કરી, પછી આચારમા પ્રવર્તેલો પુરુષ મળવામા મિનિટ અને જાળવવામા જીદગી એક લાખની ચીજ લઇને બજારમા જાય, લાખની મિલ્કત હોય ને ચેક આપો લઇ આવ્યો, પણ લાવ્યા પછી જાળવવામા જીદગી જોઇએ તેમ **આચારાગથી** આચારની પ્રાપ્તિ કરાવી દીધી, છતા જાળવવા માટે જીદગીનો પ્રયત્ન જોઇએ તેને માટે **સૂયગડાગમા** વિચારની વ્યવસ્થા કરી નાખી તેથી મળેલો આચાર ઓછો ન થાય, અને નહિ વિચારની વ્યવસ્થા કર્યા પછી ઠાણુાગજીમા પાચ મહાવ્રતો કહ્યા

## પ્રમત્ત યોગ તરીકે પચ્ચક્ખાણ નહિ

'पाणाइवायाओ वेरमण" હિંસામા પ્રમત્ત યોગ, પ્રાણવ્યપરોપણે હિંસા પ્રમત્ત યોગની પ્રતિજ્ઞા કરવાની નથી હિંસાથી વિરમવાનુ ન બને, હિંસા વગેરેમા પ્રમત્ત યોગ બધાને લાગેલો છે સ્ત્રી-ગમનમા લાગેલો નથી શાસ્ત્રકારે મનાઈ કરી, તેથી પ્રમત્ત યોગ શાના લગાડો છો ? પ્રમત્ત યોગ પદ ન લાવવુ તે હિંસામા બે પ્રકાર છે, જૂઠમા બે પ્રકાર છે, અદત્તાદાનમા બે પ્રકાર છે, અને મૂર્છામા બે પ્રકાર છે આમ ચારમા બે પ્રકાર અહીં ચોથામા વિશેષણનો વ્યભિચાર નથી પ્રમત્ત યોગ પાચેમા લાગુ પડે છે તે એને એ નામથી કહી શકીએ નહિ 'મન' સ્પર્શ, ગધ વગેરે જાણવામા લાગુ અને મનનો વિષય કહેવા નથી મન બધામા લાગુ પડે છે તે સાધારણ કારણ છે પ્રમત્ત યોગ એ પાચે પાપસ્થાનકોને અગે સાધારણ કારણ છે, તેથી પ્રમત્ત યોગ હિંસારૂપ છે એમ કહી શકીએ નહિ પ્રમત્ત યોગ

તરીકે પચ્ચક્ખાણ થતા નથી પ્રાણ વ્યપરોપણથી વિરમણ કહીએ છીએ જીવના વધથી વિરમવાવાળાને જીવનો વધ જ થતો નથી કારણકે અનાદિ નિધન જીવ છે તેથી जीववधाओ वेरमण અસભવિત જો એમ કહીએ તો જીવને 'અનિત્ય' માનવો પડે

## જીવ અને મરણની સમજ

જીવ કોણ? જીવન કરનારો જેણે દશ પ્રાણથી જીવન કર્યુ છે, અને કરશે તે 'જીવ' જીવે છે તેનુ નામ "જીવ' ગણીએ છીએ સમજ્યા હોય તો એમ કહીએ નહિ જીવ્યો છે, જીવે છે, અને જીવશે તે જીવ જીવે છે તે જીવ એમ તો નાસ્તિકને કબૂલ છે નાસ્તિકને દશે પ્રાણ માન્ય છે, માટે શાસ્ત્રકારોએ જે જીવ્યો, જીવે છે અને જીવશે તે 'જીવ' એમ રાખ્યુ જીવન કરનારો જીવ પ્રાણ એ જીવ ન રહ્યો, પ્રાણને ધારણ કરનારો તે 'જીવ વધ થશે તો પ્રાણનો થશે પ્રાણની સાથે વિયોગ તેનુ નામ 'મરણ' જીવનો નાશ બન્યો નથી, બનશે નહિ અને બને નહિ જીવથી વિરમણ ન કહ્યુ તેથી પ્રાણાતિપાત વિરમણ કહ્યુ પ્રાણનો અતિપાત સભવિત છે

દેવદત્ત છૂટો પડયો યજ્ઞદત્ત છૂટો પડયો એમ કહી શકાય એકલો છૂટો પડયો એમ ન કહી શકાય વિયોગ છે જીવ પ્રાણથી છૂટો પડયો, પ્રાણ જીવથી છૂટો પડયો તે કબૂલ પ્રાણ અને જીવ બે એકરૂપે મળેલા હોવાથી છૂટા પડવુ તેનુ નામ હિંસા'

શકા—જીવ અને પ્રાણના વિયોગનુ નામ 'મરણ' છે,

१ एगे जीव एक -केवलो जीवितवान जीवति जीविष्यति चेति जीव -प्राणधारणधर्मा आत्मा। (ठाणा० पृ० १९)

તો જીવાતિપાત કે પ્રાણુતિપાત ગણો તે સરખા જ છે!
સમાધાન—મહાનુભાવો! શાસ્ત્રકારો ઘણા આગળ વધીને ચાલ્યા છે જ્યા સુધી વીતરાગ દશા આવી નથી, સજ્વલન કષાયની ચોકડી ગઇ નથી, ત્યા સુધી પ્રતિજ્ઞા કરે તો પણ દૂષણુની તરવાર તો લટકતી જ છે દૂષણુની તરવાર લટકતી રહે તેનાથી બચવુ એ દરેકની ફરજ

## અતર્મુહૂર્તે તો અપ્રમત્તપણુ આવવુ જોઇએ

જીવાતિપાતથી—પ્રાણુતિપાતથી બચવાની પ્રતિજ્ઞા કરી, તેથી હમેશા તૈયાર રહેવુ જોઇએ દૂષણો તો લાગવાના, તો તૈયાર કેમ થવુ? દુનિયામા ધૂળ ઊડયા વિના રહેશે નહિ પણ ઘરધણીએ સાવચેતી રાખવી જોઇએ વધારે વાયુ આવે ત્યારે બારણા બધ કરીએ છીએ, પડદા ગણીએ પણ ધૂળ સર્વથા બધ થતી નથી, તેમ દૂષણુ લાગવાના સવારે मिच्छा मि दुक्कड કહે છે પછી સાજે, પછી પક્ખીમા, ચોમાસીમા, સવચ્છરીમા દુક્કડ કરવાનુ આવા ચેડા કહે છે ક્ષણે ક્ષણે પ્રમત્તદશાનો પ્રવાહ વહ્યો છે

આજકાળ દુષમાકાળ છે પણ કેવળજ્ઞાન ચાલતા વખતની સ્થિતિ લઇએ ક્રોડ પૂર્વની સ્થિતિ દેશોનક્રોડ પૂર્વ સુધી સાધુપણુ પાળે, એમા અતર્મુહૂર્તે તો અપ્રમત્તપણુ આવવુ જોઇએ અપ્રમત્તપણુ અતર્મુહૂર્ત તે અપ્રમત્તપણુ એકઠુ કરીએ તો અડતાળીસ (૪૮) મિનિટથી-અતર્મુહૂર્તથી વધે નહિ (भग पृ १८५) ચોર્યાસી લાખ વર્ષને ચોર્યાસી લાખ વર્ષ ગુણો ત્યારે=એક પૂર્વ એવા ક્રોડ પૂર્વ તેમા અડતાળીસ મિનિટ હિસાબ મૂકો તો વર્ષે કેટલુ? અપ્રમત્ત

પણાનુ અતર્મુહૂર્ત એ વીજળીના ઝબકારા જેવુ છે

અપ્રમત્તપણાની આ જીવને મુશ્કેલી કેટલી? આવી મુશ્કેલી હોવાથી આજે પ્રાણાતિપાતનુ કે જીવાતિપાતનુ વિરમણ કરે તેમા નિર્દોષપણુ કેમ્યુ રહે? બાકુતી ઘરમા રહેવા લાગે ત્યા સાવરણી જોઈએ મહાવ્રતો ઉચ્ચારવાની સાથે પ્રાયશ્ચિત્તની શુદ્ધિ તો જોઈએ

## પ્રાણોના હિસાબે શુદ્ધિ ને પ્રાયશ્ચિત્ત

જીવાતિપાત નહિ લેતા પ્રાણાતિપાત લેવુ તેમા શીજી વાત કેમ? કાઈ સબધ? શુદ્ધિનુ પ્રાયશ્ચિત્ત પ્રાણના હિસાબે છે, જીવના હિસાબે નથી હિંસાનુ પાપ પ્રાણના હિસાબે છે એક એકેન્દ્રિયને મારે ને એક મનુષ્યને મારે જીવ તરીકે બંને સરખા. પ્રાયશ્ચિત્ત સરખુ જોઈએને? શાસ્ત્રકાર કોઈ દિવસ એક માને ખરા? એકેન્દ્રિયને મારે તો એક મર્યો, મનુષ્યને મારે તો એક મર્યો છે ને? જીવાતિપાત સરખો રહે પ્રાણાતિપાતમા ફરક પડયો પ્રાણને હિસાબે પ્રાયશ્ચિત્ત પ્રાણના હિસાબે શુદ્ધિ પણ જીવના હિસાબે નથી તો પ્રાયશ્ચિત્ત ગણવાનુ નથી તો શુદ્ધિ ગણવાની અધિક પ્રાણના બચાવને

## માટે અલ્પ પ્રાણની વિરાધના ક્ષતવ્ય ગણાય

મુનિરાજ રસ્તામા વિહાર કરી રહ્યા છે એ જ રસ્તા છે એક રસ્તો પાણીમા થઈને જવાનો છે અને બીજો લીલોતરીમા થઈને જવાનો છે ઉત્સર્ગ ને અપવાદ આમાથી નીકળે એ 'પ્રાણાતિપાત' શબ્દ રાખો તો નીકળે 'જીવાતિપાત' શબ્દ રાખો તો ન નીકળે

## પ્રાણાતિપાત-વિરમણ રાખવાનુ કારણ

પ્રાણાતિપાતને હિસાબે પડિલેહણ-પ્રમાર્જન છે પુદ્ગલો

નરી ગતિ પામે રેલ્વે આટલો ખપી ભાર લઈને ચાલે છે સચાની મોય આટલી હોય છે ચલાયમાનની સાથે વાયુનુ ઉત્થાન છે વાયુ બીજાને ચલાયમાન કર્યા વિના રહે નહિ જીવાતિપાત રાખો તો પડિલેહણ, પ્રમાર્જનને દેશવટો દેવો પડે ઉત્સર્ગ, અપવાદને અગે વિચાર કરીએ જીવને હિસાબે ત્રસ સ્થાવર સરખા છે પ્રાણનો હિસાબ સરખો નથી અહીં જીવનો હિસાબ નથી તેથી પ્રાણાતિપાતવિરમણ રાખ્યુ

શકા—પ્રાણનો હિસાબ રાખ્યો તો જુલમ થઈ ગયો આખા જગતની હત્યા એક બાજુ અને વાટકી જેટલા પ્રાણીની વિરાધના એક બાજુ પ્રાણનો હિસાબ રાખશો તો વાટકી કાચુ પાણી પીધુ તેનુ પાપ લાગે તેના કરતા બધા મનુષ્યોને મારી નાખો તો ઓછુ પાપ લાગે ? 'પ્રાણાતિપાતવિરમણ' શબ્દ બોલી ગયા સમાધાન—અહીં ક્ષયોપશમને લીધે પ્રાણાતિપાતવિરમણ છે જ્ઞાનના ક્ષયોપશમમા આવો અનતા એકેદ્રિય ભેગા થાય તો રસને જાણવાની તાકાત નથી અનતા રસનાવાળા એકઠા થયા હોય તો ગધ જાણવાની તાકાત ન આવે, દ્રવ્યપ્રાણમા નહિ રહેતા ભાવપ્રાણમા આવશો ત્યારે પ્રાણાતિપાતવિરમણ કેમ રાખ્યુ તે ખ્યાલમા આવશે

## મુનિ હત્યામા અનતુ વેર

ઋષિહત્યા કરનારાને [1]અનતા વેર એક વિકલ્પ એક

---

[1] (अ) पुरिसे ण भते । इसिं हणमाणे किं इसिं हणइ नेइसिं हणइ ? गोयमा ! इसिंपि हणइ नोइसिंपि हणइ, से केणट्ठेण भते ! एव वुच्चइ जाव नोइसिंपि हणइ ? गोयमा ! तस्स ण एव भवइ एव खलु अह एग इसिं हणामि, से ण एग इसिं हणमाणे अणते जीवे

બાજુ ઋષિનું વેર અને એક બાજુ બધા જીવોનું વેર મૃગને મારનારો એકલા મૃગના વેરને સ્પર્શ્યો. કોઈ મનુષ્ય કાવડ લઈને આવતો હોય તેનું આગનું ફોડી નાખે તો પાછનું આપોઆપ ફૂટી જાય છતાં આગલા ફોડનારે તે ફોડ્યું એમ કહેવાય આ ફોડી નાખ્યો એટલે પેલો આપોઆપ ફૂટી ગયો એ ન્યાયે ઋષિઓ ચૌદ રાજલોકમાં ઉપદેશ આપતા હતા તેથી 'કાપોતિકા'ન્યાયે ઋષિને મારનારો અનંતા વેરને સ્પર્શ્યો છે સાધુ મહાત્મામાં જ્ઞાન વિરતિ માટે છે

જીવ નહિ કહેના પ્રાણ શબ્દ કેમ રાખ્યો? વધ કેમ ન વાપર્યો? એ વાત હવે પછી



हणइ से तेणट्ठेग निक्खेरओ। (भग सू ३१०) (आ) 'इसिं' ति ऋषिम् 'अणते जीवे हणइ' त्ति ऋषिं घ्नन्ननन्तान् जीवान् हन्ति, यतस्तद् घातेऽनन्ताना घातो भवति, मृतस्य तस्य विरतरभावेनानन्त जीवघातकत्वभावात्' अथवा ऋषिजीवर् बहून् प्राणिन प्रति बोधयति, ते च प्रतिबुद्धा क्रमेण मोक्षमासादयन्ति, मुक्ताश्चान ता नामपि संसारिणामघातका भवन्ति, तद्वधे चैतत्सर्वं न भवत्यतस्त द्वधेऽनन्तजीवघो भवतीति (भग पृ ४०१)

## વ્યાખ્યાન ૨૮

### જ્ઞાનની ઉપયોગિતા શી?

ગણધર મહારાજા **સુધર્માસ્વામીજી** ભવ્ય જીવોના ઉપકાર માટે, શાસનની પ્રવૃત્તિ માટે અને મોક્ષમાર્ગનો પ્રવાહ ચલાવવા માટે દ્વાદશાંગીની રચના કરતા જણાવી ગયા કે જ્ઞાન એ જ્ઞાનના મુદ્દાએ આદરવાનું નથી છાપરામાં નળીઆ ગણીએ તો શો ફાયદો? જાણવું એ જ ફાયદો નથી નાના બચ્ચાઓને ગણવું એ ફળ છે એમને અંગે ભણવુંગણવું એ ફળ ગણીએ છીએ તેનું કારણ આગળ વેપાર રોજગારમાં એ જવાનો એથી આગળ ફળ આપે તે તરીકે એને ઉપયોગી ગણ્યું

### જ્ઞાન સાધન તરીકે ઉપયોગી

ગુજરાતીની બારાખડી શીખ્યો છો પહેલા અંગ્રેજી શીખનેને? જ્ઞાન થશે એવા જ્ઞાનને શું કરે? જ્ઞાન, જ્ઞાન તરીકે, સાધ્ય તરીકે માન્યું નથી વ્યવહારનું શિક્ષણ મેળવાય તે મેળવાત નહિ ફનાણું જ ભણતર શા માટે? બચ્ચાઓના જ્ઞાનમાં આપણી નેમ ક્યાં છે? એને વર્તનમાં ઉપયોગી થાય એમાં છે શિક્ષણ છે એવી બૂમો મારે છે જે શિક્ષણ ઉપયોગમાં ન આવે તે ગોખાવીને માથું ખાઈ જાય છે જ્ઞાન, જ્ઞાન તરીકે ઉપયોગી નથી, સાધન તરીકે ઉપયોગી છે ચક્ષુ દેખે દેખવા માત્રથી ફળ નથી કાંટા દેખ્યા એટલે પગ ઉપાડીને સાચવીને ચાલે [1]પાંગળો, આંધળો આ બેની સ્થિતિ

---

१ हयं नाणं क्रियाहीणं, हया अन्नाणओ क्रिया। पासंतो पंगुलो दड्ढो, धावमाणो अ अंधओ (आव० नि० गा० १०१)

વિચારો આધળો દેખે નહિ, એની પ્રવૃત્તિ સાધ્ય વગરની હોય પાગળો દેખે, પણ પ્રવૃત્તિ કરવાની નથી બન્ને લાઈમાથી બચી શકે નહિ સ્થલાતરે જઈ શકે નહિ તો દેખ્યાનુ ફળ શુ? જ્ઞાન તો થયુ છે ને? જેમ આગનુ દેખવુ એ બચાવ કરનાર ન હોવાથી વ્યર્થ જાય છે દુનિયાદારીમા છોકરાને અગે, આગને અગે થયેલુ જ્ઞાન, જ્ઞાન જ્ઞાનરૂપે ફળદાયી નથી એ જોઈ શકયા જો આખો ન હોય તો દાવાનળમાથી બચી શકવાનો નહિ ઊલટો એવા ખાડામા જઈ પડે કે મોડો મરતો હોય તો વહેલો મરે

## ક્રિયારૂપે જ્ઞાનની ઉપયોગિતા

જ્ઞાન છે ઉપયોગી, પણ તે ઉપયોગી જ્ઞાનરૂપે નહિ ત્યારે જ્ઞાન કયા રૂપે ઉપયોગી? જ્ઞાન એ ક્રિયાના સાધનરૂપે ઉપયોગી છે અલ્પ જ્ઞાન પણ જો ક્રિયાની સિદ્ધિ કરનાર થયુ તો તે ઉપયોગી મોટુ જ્ઞાન જો ક્રિયાની સિદ્ધિ કરનાર ન થયુ તો તે નકામુ જેને પાપથી બચવાનુ કાર્ય કરી લીધુ, તે એટલુ જ માત્ર જ્ઞાન ધરાવે કે પાપથી બચવુ, વધારે નહિ તો એટલુ જ્ઞાન ધરાવનારો જો પાપથી બચી ગયો તો તેને માટે બધા ગુણઠાણા ખુલ્લા

## પાપના જ પરિહારની આવશ્યકતા

બારમા ગુણઠાણાને છેડે અને તેરમા ગુણઠાણાની શરૂઆતમા કેવળજ્ઞાન થવાનુ પણ તેના પહેલા સમયે આઠ-પ્રવચનમાતાનુ જ્ઞાન હોય છે બારમા ગુણઠાણાને છેડે આટલુ જ્ઞાન હોય ઉત્તરાધ્યયનના એ (પવયણમાયા અ૦ ૨૪) નામના અધ્યયનનુ જ્ઞાન લેવુ નહિ જ્ઞાન નડતુ નથી પણ પ્રકરણ નડે છે જઘન્યનુ પ્રકરણ લેવાનુ હોવાથી એ ઉત્તરા

ધ્યયનનુ જ્ઞાન નહિ માત્ર અષ્ટપ્રવચનમાતા એટલા જ્ઞાનવાળો બધા ગુણઠાણા મેળવી શકે, જ્યારે ક્રિયા વગરનો, પાપને નહિ વર્જનારો ત્રણ જ્ઞાનવાળો હોય તો પણ નકામો મતિ, શ્રુત, અવધિને ધારણ કરનારો હોય તો નકામો શાસનની રક્ષા કરે, શાંતિ કરે, શાસનની વેયાવચ્ચ (વૈયાવૃત્ય) અને સમાધિ આ બધુ કરનારો હોય પણ એ હિસાબમા નહિ એને અગે કાઉસ્સગ્ગ કરીએ ત્યારે વંદણવત્તિઆએ ન બોલી શકીએ સમ્યગ્દૃષ્ટિ ત્રણ જ્ઞાનવાળા છે શાસનની શાતિ વગેરે કરનારા છે, પણ વંદણવત્તિઆએ નથી ત્રણ જ્ઞાનવાળા છતા પાપના પરિહારવાળા નથી જેનાથી [1]પાપનો પરિહાર થાય તેવા અલ્પ જ્ઞાનવાળો હોય તો તે શિરમા વધ છે આ વાત [2]ઉપાધ્યાયજીએ જણાવી

## ગ્રથિભેદ વિના સમ્યક્ત્વનો અભાવ

એક નિર્વાણપદ આત્માની રાગદ્વેષની, વિષય-કષાયની પ્રવૃત્તિમા ન હોય, એક વાર એ વિચારાય તો કલ્યાણ થાય થોડા પણ જ્ઞાનવાળો આત્માને કાબૂમા લઇ પાપથી નિવૃત્તિ કરી શક્યા તો તે જ્ઞાનની કિંમત ઘણી છે આત્માને રાગદ્વેષ, વિષય-કષાયની પ્રવૃત્તિથી દૂર રાખે તો કલ્યાણ થાય ગ્રથિભેદ કર્યા સિવાય કોઈ સમ્યક્ત્વ પામતુ નથી, અને સમ્યક્ત્વ પામ્યા સિવાય કોઈ મોક્ષે જઈ શકતુ નથી મોક્ષને માટે જેને ઇચ્છા

---

[1] अप्पवि सुयमहीय पयासय होइ चरणजुत्तस्स। इक्कोवि जह पईवो सचक्खुअस्सा पयासे (आव० नि० गा० ९९)

[2] निर्वाणपदमप्येक भाव्यते यन्मुहुर्मुहु । तदेव ज्ञानमुत्कृष्ट, निर्बन्धो नास्ति भूयसा । (ज्ञान अ० ५श्लो० २)

હોય તો સમ્યક્ત્વ તરફ પહેલી પ્રવૃત્તિ કરવી જરૂરી છે ધીની પ્રવૃત્તિવાળાએ દહીં તરફ ધ્યાન રાખવું, પણ એ કઢવાળા તરફ ધ્યાન ન રાખે તો? મોક્ષની ઇચ્છા રાખવાવાળાએ સમ્યક્ત્વ તરફ ધ્યાન રાખવાનું છે પણ સમ્યક્ત્વવાળાએ ગ્રંથિભેદ તરફ ધ્યાન રાખવાનું છે કારણકે ગ્રંથિભેદ થયા સિવાય સમ્યક્ત્વ થવાનું નથી

### ઉદ્યમની જરૂરિયાત

ગ્રંથિભેદ કહેવો કોને? વસ્તુ બનાવવી હોય તો પહેલા ખ્યાલ લેવો જોઇએ કોઇક ભાગ્યશાળીને ખ્યાલ વિના પણ બની જાય જંગલમાં ભૂલા પડેલામાં અજાણતાં છતાં કોઇકને માર્ગે આવી જવાનું થાય ગ્રંથિભેદને જાણે નહિ પણ નિસર્ગ-સમ્યક્ત્વ થાય તે તો કોઇક જંગલમાં ભૂલો પડેલો માર્ગે આવે તેવો જાણવો, પણ જો નિસર્ગ-સમ્યક્ત્વ સહેજે થઇ જતું હોત તો ઉદ્યમ કરવાની જરૂર રહેત નહિ દુનિયામાં પણ જાણીતાને જોડે લેવાની મુસાફરીમાં જરૂર પડે છે કાલચક્રની અપેક્ષાએ કેટલાક નિસર્ગ-સમ્યક્ત્વવાળા ગણાય પણ સામાન્ય રીતે કોઇક ગણાય છે માટે કરવાની ઇચ્છાવાળાએ ઉદ્યમ કરવો જરૂરી

### ગ્રંથિનું સ્વરૂપ

ગ્રંથિભેદ કરવાની ઇચ્છા કોને હોય? ગ્રંથિ નથી જાણી ત્યાં શું થાય? ગ્રંથિ પહેલા સમજવી જોઇએ કે ગ્રંથિ શી ચીજ છે શાસ્ત્રકારે કહ્યું છે દુર્ભેદ રાગદ્વેષનું પરિણામ તે જ 'ગ્રંથિ' કઠણ રૂઢ એવી ગાંઠ તે 'ગ્રંથિ' કર્મથી થયેલો

---

१ गंठित्ति सुदुब्भेओ कक्खडघणरूढगूढगंठिव्व । जीवस्स कम्म
जणिओ घणरागद्दोसपरिणामो ॥ (वि० आ० गा० १२००)

સજ્જડ રાગદ્વેષનો પરિણામ તે જ ગાઠ જરા વિચાર કર સિત્તેર કોડાકોડી સાગરોપમ આગળ ગાઠ નહિ છાસઠ, સડસઠ, અડસઠ, અગણોતેર આગળ ગાઠ નહિ [1]એક કોડાકોડમાથી પલ્યોપમનો અસખ્યાતમો ભાગ ઓછો થાય ત્યા જ ગાઠ

શકા—રાગદ્વેષની વૃદ્ધિ અહીં છે એમ કહેવુ જોઈએ જો રાગદ્વેષના પરિણામ સિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ ઓલે ત્યા ગાઠ કહો ત્યા કોઈ ગાઠ છે એમ કહેતુ નથી બધા શાસ્ત્રો એક કોડાકોડ સાગરોપમ માત્ર રહી, અગણોતેર કોડાકોડ તૂટી–એક કોડાકોડમાથી પલ્યોપમનો અસખ્યાતમા તૂટે ત્યારે ગાઠ આવે એમ કહે છે

સમાધાન—દરિયામા મધ્ય ભાગમા ઝોલા ખાવાના ન હેય, વધારે ઝોલા ખાવાનુ કિનારા પર તેવી રીતે આ જીવ સિત્તેર, અગણોતેરમા ઝોલે ચઢેવો ન હતો, હતો કવાડમા અહીં આવીને એક કોડાકોડ સાગરોપમ બાકી રહે ત્યારે ઝોલે ચઢ છે ઇષ્ટ સ્પર્શ, રસ વગેરે મળે એ હતુ

તદ્દન નાનુ બચ્ચુ રમતમા ચઢેલુ હોય એને ભણવુ એ ધ્યેય નથી રમવુ એ ધ્યેય છે અવાહે ચાલે છે, જ્યા પાચ, સાત વર્ષનો થયો કે નિશાળે બેસાડયો નિશાળે જાય ત્યારે ભણવાનુ, બહાર આવે ત્યારે રમવાનુ

કોડાકોડ સાગરોપમ મોહનીય કર્મ બાકી રહે ત્યા સુધી રૂપ રસ તરફ દોરાયેલો, જ્યા અહીં આવ્યો ત્યા ગ્રથિ નજીક મોક્ષનુ સુખ લેવુ એ સ્થિતિ થઈ પહેલા વિચાર ન હતો

---

१ जतिमकोडाकोडीए सव्वकम्माणमाउवज्जाण । पलिय.सखिज्जभे भागे खीणे हवइ गठी ॥ (वि० भा० ११९९)

નિશાળમા ભણવાનુ, નીકળે એટલે રમવાનુ મન થાય છોકરો રજામા રાજી ભણવાની કિંમત તેને કેટલી? પણ છોકરાને હજી ભણવા તરફ પૂરૂ લક્ષ નથી તેથી ભણવામા રાજી નથી

તેમ આ જીવ દહેરા ઉપાશ્રયમા રહે ત્યા સુધી બધનીમા, બહાર નીકળે તો શુ થયુ? સામાયિક પ્રતિક્રમણમા અર્ધો કલાક વધારે ગયો તો ઊચો નીચો થાય છે જેમ છોકરાને અધો કલાક વધારે બેસાડે તો છોકરાને કાઇને કાઈ થાય છે કીડીઓ ચડે છે, રૂએ છે, માસ્તરે પાઠ તૈયાર કરવાના મુદ્દાએ બેસાડ્યો, તેમ સામાયિકમા વધારે વખત જાય, પ્રતિક્રમણમા શાતિ ધીમેથી બોલે તો 'હુ' થાય છે જો આમ થાય તો જાણવુ કે ધૂજિયા નિશાળિયા છીએ ભણવાનો રસ લાગે ત્યા ચોટલી બાધી રાતના બે વાગ્યા સુધી વાચે છે માબાપ ટાગા ટોળી કરીને નિશાળે મૂકતા હતા ત્યારે કીડીઓ ચઢતી હતી તેનો તે છોકરો અત્યારે ચોટલી બાધે છે

**ચમત્કારી પરિવર્તન**

નાના બચ્ચાને રમતમા રસ હતો તે વખતે એને નિશાળ બધીખાનુ લાગતુ હતુ, માસ્તર જમ જેવો લાગતો હતો, અને માસ્તરને ઊઠા ભણાવવામા બહાદુરી ગણાવતો હતો પણ એ છોકરો શિક્ષણના રસમા આવ્યો ત્યારે બબ્બે વાગ્યા સુધી ચોટલી બાધીને ચોટ લગાવે છે અનાદિ કાળથી જીવ હતો ચાહે તો એકેદ્રિય, ચાહે તો દેવતાની ગતિમા ફર્યો, ઈષ્ટ રસ, રૂપ વગેરે મળવા જોઈએ એણે સુખ સાધ્ય ગણ્યુ–દુ ખ દૂર કરવાનુ સાધ્ય માન્યુ હવે એ પવનો ખાય છે ત્યા દશા પલટી જાય છે ઈષ્ટ રસ, રૂપ વગેરેને એ ફાસીઓ ગણે છે અનાદિ કાળથી જેની વાહે વાગ્યો હતો તેને એ 'ફાસી' ગણવા

મડયો મારતરને જમ, નિશાળને બદીખાનુ માનતો હતો તેને રમ લાગ્યા પછી એ ને એજ રમત ઝેર જેવી લાગે ભમરડો, લખોટી સઘરી રાખી હોય તે બતાવો તો ચીઢાય છે ઈષ્ટ સ્પર્શ, રસ, રૂપ, ગધ, શબ્દો જ્યારે ઝેર જેવા લાગે ત્યારે તેના સામુ જોતો નથી મોહ ઉદરની ફૂક જેવો છે ફૂક ન મારે તો બીજી વખત કરડવા ન પામે ફૂક મારે તેથી વેદના ડબાઈ જાય છે મનુષ્યને જાગવા દેતી નથી તેમ ઈષ્ટ વિષયો સ્પર્શ વગેરે જાગવા દેતા નથી મોહરાજાએ ઈષ્ટ સ્પર્શ વગેરે ન રાખ્યા હોત તો આ જીવ રખડત નહિ અનિષ્ટમા રહેવાવાળો હોત તો સસારમા રાચવામાચવાવાળો થાત નહિ મધનુ મીઠાપણુ એજ આટલી બધી પીડા ભોગવાવે છે **ઈષ્ટ વિષયો જગતને ફસાવનાર છે** એ ન મળ્યા હોત તો કળકળતુ ન રહેત ઈષ્ટ વિષય મળ્યા તેથી શાતિ થાય

એકલા કૉન્ઝર્વેટિવ (Conservative) આવતા હોય તો રાજ્યની જડ ઢીલી થાત નહિ લિબરલો (liberal)જ પ્રજાનુ સત્યાનાશ કાઢે છે–જરાજરા આપે છે ઈષ્ટ સ્પર્શ વગેરે દેખાવના સુદર વિમરલો તરફ દોરાઈએ તે દોરાવાને લીધે ફસાયા છીએ ઉપનય એટલા પૂરતો કે એ ફરમાવાનુ કારણ શાસ્ત્રકાર ઈષ્ટ સ્પર્શ વગેરે સાતાવેદનીયના કારણો–સાધનોના પચ્ચક્ખાણ કરવાની ફરજ પાડે છે અનિષ્ટ રૂપ વગેરેની ફરજ પાડતા નથી જેમ અનાજના બદલે માસની છૂટી રાખીને અનાજ બધ કરે તો નહિ, પણ માસના બધના પચ્ચક્ખાણ હોય જેમ સ્વસ્ત્રી બધ ને પરસ્ત્રી છૂટી ન હોય પણ પરસ્ત્રી બધ હોય જેમ આખો દિવસ ખાવાના પચ્ચક્ખાણ નહિ પણ આખો દિવસ

ઉપવાસના પચ્ચક્ખાણ હોય અર્થાત્ સાતાવેદનીયથી મળવાવાળો ખોરાક તેના ત્યાગના પચ્ચક્ખાણ હોય

**પચ્ચક્ખાણ શેના હોય?**

ઉપવાસ કરવો એ કહ્યુ આજના સૂર્યોદયથી કાલના સૂર્યોદય સુધી ખાધા ન કરવુ એમ કહ્યુ છે? પીધા જ કરવુ એમ કહ્યુ છે? ઇષ્ટ વિષયોના અપચ્ચક્ખાણ એ પાપનુ કારણ ટાઢને વેઠવી એ પાપનુ કારણ માન્યુ? ટાઢ સહન કરવી તેને 'પરિષહ' રાખ્યુ પ્રતિકૂળ વિષયોના પચ્ચક્ખાણ નહિ. કડવુ ત્યાગ કરવાના પચ્ચક્ખાણ રાખ્યા? મીઠુ ત્યાગ કરવાના પચ્ચક્ખાણ રાખ્યા ઇષ્ટ વિષયોના જ પચ્ચક્ખાણ કરવા અને તેમા જ લાભ તાપની આતાપના કરવી હોય તો ખુલ્લા મેદાનમા જાઓ

પરિગ્રહથી વિરમવાનુ નામ 'પચ્ચક્ખાણ' પણ અપરિગ્રહથી વિરમવુ એવુ કોઇએ પચ્ચક્ખાણ રાખ્યુ? જે આ જીવને લોભાવનાર વિષયો છે તેના જ પચ્ચક્ખાણની જરૂર છે આતાપના, પરિષહ, ઉપસર્ગ, બ્રહ્મચર્ય, અપરિગ્રહના પચ્ચક્ખાણ નહિ પાચ ઇંદ્રિયોના ઇષ્ટ વિષયો તે જ ફસાવનાર છે પાચ ઇંદ્રિયોના વિષયોને પચ્ચક્ખાણ લાયક ગણ્યા છે

**મોક્ષના સાગરીત અને એની ભુગળની સમજણ**

પાપ ભોગવવાથી નિર્જરા થાય છે એવી રીતે દુખ ભોગવવાથી નિર્જરા થાય છે કે? નારકીની નિર્જરા કેમ હિસાબમા લીધી? દેવલોકની નિર્જરા હિસાબમા કેમ નહિ? એક નોકારશી કરે તો નારકીનુ આયુષ્ય તૂટે, તો દેવલોકનુ આયુષ્ય તૂટે એમ કહોને? શુભ કર્મનુ તો બાધે એમ

જણાવ્યું અશુભ વિષયોનો જેટલો અનુભવ કરશો તેટલી ઊલટી નિર્જરા. શુભ વિષયના પર્યવસાનમાં બંધ મેલ્યો શુભ વિષય બંધના ઘરના અનિષ્ટ વિષયોને મોક્ષની સાથે વળગાડી દીધા, ઇષ્ટ વિષયોને વળગાડ્યા નહિ ગજસુકુમાલને માથે અંગારા ભર્યા સ્કંધકમુનિના અંગેથી ચામડી ઉખાડી અનિષ્ટ વિષયના દાખના દીધા ઇષ્ટ વિષયના દાખલા કોઈએ દીધા નથી અનિષ્ટ વિષય મોક્ષના બારણા સુધી પહોંચાડનારો અનિષ્ટ વિષય આપણને મોક્ષનો ચાકરીત ઇષ્ટ વિષય મોક્ષની ભુગળ બારણાની ભુગળ-બારણું ઊઘાડી શકાય નહિ

## ગ્રંથિભેદનું સ્વરૂપ

જ્યારે ગ્રંથિભેદ થાય તે વખતે શું થાય? ઇષ્ટ વિષયો એ જ મારી ફાંસી જગતની ફાંસી અનિષ્ટ વિષયો એ જ મંગલિક દુ ખો એનાથી ભય નીકળી જાય પૌદ્ગલિક સુખોની લાલચ નીકળી જાય જે વખતે ખ્યાલમાં આવે કે જ્યા પૌદ્ગલિક સુખદુ ખ ન હોય એને હમેશ માટે સુખ હોય એ દશા મને પ્રાપ્ત થાઓ તે 'ગ્રંથિભેદ'

ઝાડ, પાદડું, સુકાઈ જાય તેને પછી ચાહે જેટલું પાણી પાઓ એ લીલારૂપમાં ન આવે પાણી વધારે આવે તો કોહી જાય **ઇષ્ટ વિષયની તરફની પ્રીતિ અને અનિષ્ટ વિષય તરફનો દ્વેષ નીકળી જાય તે 'ગ્રંથિ ભેદ'** ઇષ્ટ વિષયો પાપના કારણો છે અને એ છોડવા લાયક છે સાંજ સવાર પડિક્કમણું કરતા હમેશા બોલીએ છીએ અઢાર પાપસ્થાનક એ અઢારે પાપસ્થાનકોને પૂરું કરતા ફોનોગ્રાફ (Phonograph) ન બનીએ તો ગ્રંથિભેદ વિધિ છે માટે બોલવું, માટે ફોનોગ્રાફ એ અઢારની પાપસ્થાનક તરીકે અંદરની લાગણી,

હિંસા થતી હોય અને વર્જી શકાય તેમ ન હોય તો જીન કપાય તો અવિશેષ

**પાપની ભય કરતા વિનાનુ બોલવુ**

**એ તો જોખમદારી વગરનુ નામુ**

પાચ હજાર કમાઓ છો, તે વખતે પાપમા ફસાયો, એક બેઠી વધી તે વિચાર નથી આવ્યો તો કહો 'ફોનોગ્રાફ' આ પરિસ્થિતિ સુધારવા માટે ફોનોગ્રાફ કહ્યુ છે, વગર જોખમના હિસાબે, જોખમદારીના હિસાબમા જવાશે અત્યારે ઉધાર ખાત્રુ પાચ, દશ માડવા પડે તે વખતે કલમ થોભાવો છો અત્યારે કલમ જોખમદારીની ચાલે છે એ ઉધાયા તે વખતે ગયા એમ કહેતા હતા જે કલમ ધ્રૂજતી હતી, તે કલમ વડે પાચ હજારના હનાના નાખતા હતા, તે વખતે ધ્રૂજતી હતી? વગર જોખમદારીની વાત હતી તેવી રીતે જ્યા સુધી પાપનુ ભયકરપણુ ન લાગે ત્યા સુધી બોલીએ તે દિખાઉની પેઠે જોખમદારી વગરનુ નામુ છે જોખમદારી વગરના છોકરાના ચોપડા કોઈ પડાવી લેતા નથી તે તો તમે સમજો જ છો. બિન જોખમદારીના નામામાથી ખરા નામામા આવશે, તેથી ખોટ બિન જોખમવાળુ નામુ લખાવો છો તે લખતા શીખે તો વાહ! મારો છોકરો નામુ શીખ્યો! પણ જે સારા સુંદર મોક્ષને દેવાવાળી ક્રિયા છે તેમા લાગણી વગરનો અભ્યાસ થયો તો તેથી ખસેડનો નથી અર્થાત્ લાગણીમા લાવનો નથી

**પાપસ્થાનકને ફોનોગ્રાફ પેઠે આલોવવુ શોભે નહિ**

અભ્યાસવાળા જીવો ફોનોગ્રાફની પેઠે બોલ્યા જ જવાના તેને તે જ ફાયદો કરનાર છે પણ ધૂળિયા નિશાળમા રહેશો કે આગળ આવશો? દુકાન પર બેસનારને એ ખોટુ નામુ-વગર

જોખમદારીનુ નામુ લખ્યુ પાલવતુ નથી જે સમ્યક્ત્વના માર્ગે ચઢયો છે-જેને જિનેશ્વરનો મત મળ્યો છે તેવો મનુષ્ય પાપસ્થાનકને ફ્રોનોગ્રાફ પેઠે આલોવે તે એને શોભતુ નથી

પ્રતિક્રમણમા પાપસ્થાનકો છે કે ચોવીને કલાક પાપ સ્થાનકો છે? પડિક્કમણુમાં પાપનુ સ્થાનક, ઉઠયા ત્યારે નહિ તો આત્મા વિંધાયો નથી અઢાર પાપસ્થાનકને ભયકર દેખે તો ગ્રથિભે૰ ભયકરતા ભાવનામા આવવી જોઇએ ઇષ્ટ અને અનિષ્ટ વિષયનો ભે સમજાય અને પાપસ્થાનક ભયકર લાગે તો ગ્રથિભેદ થયો એમ ગણવુ

ઉત્કૃષ્ટ જ્ઞાન કયુ?

ગ્રથિને ભેદનારાઉ જ્ઞાન પાચ વિષયોનુ માત્ર જ્ઞાન, તે જ્ઞાન અમલમા મેળવાનુ થાય તો ભમ થાય જો ગ્રથિમા ભે૰વાવાળુ જ્ઞાન છે, તો આત્મા પરપરિણતિમા ન જાય એ સ્વરૂપ લક્ષમા આવ્યુ તો એ જ જ્ઞાન ઉત્કૃષ્ટ જ્ઞાન જ્ઞાનરૂપે સાધ્ય નથી, પણ જ્ઞાન ક્રિયાના સાધન રૂપે જ સાધ્ય છે માત્ર નિર્વાણ-પદના જ્ઞાનવાળા માત્ર અષ્ટપ્રવચનમાતાવાળાને માટે બાત્મા યાવત્ બધા ગુણઠાણા માટે દરવાજા ખુલ્લા છે ક્રિયાના સાધન વગરનુ જ્ઞાન-અવધિ જેવુ-અતીંદ્રિય જેવુ જ્ઞાન હોય તો તે પણ અમારે શિરે ઝુકાવવા લાયક નહિ શાસનની વૈયાવચ્ચ રક્ષા, શાતિ કરનારા, ત્રણ જ્ઞાનવાળા સમકિની દેવના છતા વન્દણવત્તિયાએ નહિ

શકા—શ્રુતજ્ઞાનમા તો વદણવત્તિયાએ કહીને કાઉસ્સગ કરવો છે, અવધિજ્ઞાનવાળા તેને માટે કેમ નહિ? સમાધાન—શ્રુતજ્ઞાનની આરાધના કરવી છે અવધિજ્ઞાનવાળા-તેની

નહિ આ ક્રિયાના સાધનરૂપ શ્રુતજ્ઞાન છે જ્યારે પેલુ અવધિ જ્ઞાન પણ ક્રિયાને અંગે નિરૂપયોગી पुक्खरवरदीवड्ढे० धम्मस्स सारमुवलब्भकरे पमाय ॥ (श्रुतस्तव)

એ અધ્યયનનુ શ્રતસ્તવ નામ અને શ્રુતસ્તવનો અધિકાર છે તો ચારિત્રની શી જરૂર હતી? नदी सया संजमे–સંજમ રહ્યો છે માટે શ્રુતજ્ઞાનની અધિકતા બને જ્યા પર જે ચારિત્રને નામે સ્થાન આપ્યુ–જે શ્રુતજ્ઞાન આરાધવા માગીએ છીએ તે ક્રિયાના ઉપયોગ વિનાનુ નહિ જે શ્રુતજ્ઞાન ક્રિયાને અંગે ઉપયોગી છે તેને માટે કાઉસ્સગ બોલીએ ત્યા वंदणवत्तिआए બોલીએ છીએ

## દયાના સાધન તરીકે જ્ઞાન

જ્ઞાનની ઉપયોગિતા એકસરખી રીતે જૈન શાસન સ્વીકારે છે, પણ તે ક્રિયાના સાધન તરીકે એકલા જ્ઞાનને જ્ઞાન તરીકે નહિ "पढम नाण तओ दया"

શંકા—પહેલુ જ્ઞાન જ છે એટલે બધામા આવી જતુ હતુ તો तओ दया મેલવાનુ કારણ? तओ दया કેમ મેલ્યુ? જ્ઞાનથી ઘણા કાર્યો થાય છે, તેમા એકને કયાથી પકડયુ? तओ दया ન બોલ્યા હોત તો તમામ કાર્યોમા જ્ઞાનનો પ્રથમ દરજ્જો રહેત तओ બોલીને બોલી માર્યું બધામા પહેલુ જ્ઞાન થાત તો આપોઆપ આવી જાત, તો પછી तओ ત્યા શા માટે?

સમાધાન—અમે જે જ્ઞાન લઈએ છીએ તે સર્વ સાધારણને લેવા માગતા નથી જે જ્ઞાન દયા, વિરતિ, સયમનુ સાધન બને તેને લેવા માગીએ છીએ તેથી तओ दया કહેવું

પડયુ ગુરુની બલિહારી, ગુરુ કરતા ગોવિદને વધારે ગણ્યા ગોવિદને બતાવ્યા તેથી ગુરુની બલિહારી તો પછી ગોવિદની કેટલી? ગુરુની બલિહારી શાને અગે છે? ગોવિદને દેખાડવાને અગે તેમ જ્ઞાન પહેલે નબરે શાને અગે? દયાનુ સાધન બને તેને અગે આ વાત વિચારીશુ ત્યારે આખુ પ્રકરણ બધ બેસશે કેમ બેસુ કે જેથી પાપ કર્મ ન બધાય અને કડુક ફળ ન લાગે જ્ઞાન આસ્વા લાયક જરૂર. શ્રેષ્ઠ, ઉત્તમ જ્ઞાનની પહેલે નબરે જરૂર જ્ઞાનની જ્ઞાન તરીકે જરૂર નહિ ક્રિયાના સાધન તરીકે, આશ્રવથી બચાવે, નિર્જરાને નિર્વિઘ્ન કરે તેને અગે એની ઉપયોગિતા છે

**પચ્ચક્ખાણ પ્રાણના વ્યપરોપણના,**

**નહિ કે પ્રમત્તયોગના**

ગણધરે બાર અગમા આચારને જણાવનાર આચારાગની પહેલી રચના કરી જ્ઞાન એ ક્રિયાના સાધન તરીકે છે આચારાગ પછી આચારમા વધેલો વિચાર પલટો ખાય જો વળી પડે તો માથુ ફૂટે મોભેથી પડે તો માણસ મરે તેમ આચારમા ચડેલો વિચારનો પલટો ખાય તો વધારે નુકસાન કરે આચારમા ચડેલાઓએ વિચારમા મજબૂત થવુ જોઇએ તેથી સૂયગડાગમા વિચારની વ્યવસ્થા કરી શકા—પછી ઠાણાગજીમા આવ્યા ત્યા તેના પાચમા અધ્યયનમા હિસા ને વધ શબ્દ છોડ્યા, ને પ્રાણાતિપાત કયાથી પકડયો? સમાધાન—હિસામા પ્રમત્તયોગ અને પ્રાણવ્યપરોપણ બનેના પચ્ચક્ખાણ થાય બનેના પચ્ચક્ખાણ પાળવે તેમ નથી, પાળવા શકય પણ નથી ચાહે તેવો કાળ હોય, છદ્મસ્થ દશામા હોય ત્યા સુધી પ્રમત્ત, અપ્રમત્તનો હીંચકો ખાવાના પ્રમત્ત ગુણઠાણાનો કાળ

અતર્મુહૂર્ત, અપ્રમત્તનો અતર્મુહૂર્ત ચારિત્રનો કાળ દેશોન ક્રોડ પૂર્વ અપ્રમત્તના અતર્મુહર્ત કરતા પ્રમત્તનુ અતર્મુહૂર્ત ઘણુ મોટુ

કેવલી મહારાજ વિદ્યમાન હોય, કેવળજ્ઞાન પામવાવાળો જીવ હોય તો પણ પ્રમત્તપણુ આવ્યા સિવાય રહેવાનુ નથી તે સમજતા હોઈએ તે છતા પચ્ચક્ખાણ કરીએ તો એનો અર્થ તોડવા માટે પચ્ચક્ખાણ કર્યા એવો અર્થ થયો એથી આવતા ભવનુ પચ્ચક્ખાણ પાળી શકવાના નથી અને આવતા ભવના પચ્ચક્ખાણ લેવામા આવે તો પચ્ચક્ખાણ પાડવા (તોડવા) માટે છે પ્રમત્ત દશા અતર્મુહૂર્તે આવવાની છે પ્રમત્તપણામા વધારે વખત, અગર અપ્રમત્તમા અતર્મુહર્તથી વધારે વખત રહેવાના નહિ પ્રમત્તપણુ આવ્યા સિવાય રહેવાનુ નથી તો પછી હિંસાના નામે પ્રમત્ત દશાના પચ્ચક્ખાણ કરવામા આવે એ પચ્ચક્ખાણ થાય તો પાડવા માટે અને આથી જ હિંસાથી વિરમણ ન રાખ્યુ, પણ 'પ્રાણાતિપાતવિરમણ' કહ્યુ પ્રમત્ત યોગ ટાળવા લાયક છે, પણ પચ્ચક્ખાણ પ્રાણના વ્યપરોપણના બાહુબલજી પ્રમત્ત દશાના રહ્યા પણ મહાવ્રતમા રહ્યા પ્રમત્ત યોગ સંજ્વલ રહ્યો પણ મહાવ્રત ફરી ઉચ્ચારવા પડયા નહિ પ્રમત્ત યોગના પચ્ચક્ખાણ ન હતા, પ્રાણવ્યપરોપણના પચ્ચક્ખાણ હતા તેથી સર્વ હિંસાથી વિરમવુ ન રાખ્યુ

**પ્રાણાતિપાત શબ્દ રાખવાનુ કારણ?**

'વધ' સાની વાસે લગ્ન... 'हन् हिंसायाम्' (हनो वा " સિ ૫-૩-. વધ ) હિંસાની સિદ્ધિ સિદ્ધિ છે લીધો તેમા જીવા-

તિપાત ન લીધો કારણકે જીવાતિપાત અસભવિત કોઇ કહે સર્વથા બ્રહ્મચર્ય, પણ કોનુ વાઝણીનુ? એનો અર્થ નહિ જીવનુ મરવુ કોઇ દહાડો હોય નહિ જીવ કોઇ દહાડો મરતો નથી જીવનુ સ્વરૂપ મરવુ નથી તેથી 'પ્રાણાતિપાત' શબ્દ આ જે વ્રત પાળવાનુ છે તે પ્રાણની વિરાધના ઉપર લક્ષ રાખીને પાળવાનુ છે તેથી પડિલેહણ, પ્રમાર્જન કરી શકીએ છીએ કીડીનુ દર હોય ત્યા થઇને ન જતા, પાણીમા થઇને જવુ પ્રાણાતિપાત તો બને ઠેકાણે થયા ને? પ્રાણના ઉદ્દેશે પ્રવૃત્તિ નિવૃત્તિ હોવાને લીધે વધારે પ્રાણ જ્યા હોય ત્યાથી વર્જવુ જોઇએ

'પ્રાણ' શબ્દ રાખવાનુ કારણ

દ્રવ્ય-પ્રાણને અગે વાત કરી તો નદી કેમ ઊતરી શકશો? વરસાદમા બાળ અને ગ્લાનને માટે શુ ગોચરી લાવી શકશો? 'પ્રાણ' શબ્દ રાખીને દ્રવ્ય-પ્રાણ અને ભાવ-પ્રાણ ભાવ-પ્રાણને વધારવા માટે દ્રવ્ય પ્રાણનો ભોગ આપવો પડે તો તે અમારા મનની બહાર નથી નદી જાણીને ઊતરીએ છીએ બાળ અને ગ્લાનને-અસહિષ્ણુને અગે ચાર છાપા હોય તો જવુ પડે, જે છઠ્ઠ અઠ્ઠમ કરી શકે તેવાને માટે છટ નથી બાળ અને ગ્લાનના બચાવ માટે છે, શક્તિવાળાને માટે નિરપેક્ષ છે 'પ્રાણ' શબ્દ રાખ્યો તો જ ફાયદા 'જીવ' શબ્દ રાખ્યો હોત તો દ્રવ્ય-જીવ, ભાવ જીવ વિભાગ થઇ શકતે નહિ શાસ્ત્રકારે દ્રવ્ય-જીવમા મીંડુ વાળ્યુ છે જગતના ચાર નિક્ષેપા માન્યા આગળ બધ ચાહે તે વો સમ્યગ્દર્શન લો છતા જીવ ને અજીવમા દ્રવ્ય-નિક્ષેપો નહિ મૂળ દ્રવ્ય-નિક્ષેપો ઊડી જાય છે તો દ્રવ્ય-જીવ ને ભાવ-જીવ એવા વિભાગ કરો કયાથી? પ્રાણને અગે

દ્રવ્ય-પ્રાણ અને-ભાવ-પ્રાણ એમ કહી શકો છો તરસ લાગી હોય, મરણ થાય મરણ થવામા ભાવ-પ્રાણનો ભોગ થાય તેમ કહેતા નથી જીવનુ મરણ થાય તે દ્રવ્ય-પ્રાણનો ભોગ છે સયમ એ ભાવ-પ્રાણ છે ભાવ-પ્રાણ એ સાધ્ય છે ભાવ-પ્રાણનુ ટકવુ, વધવુ એ સાધ્ય જ્યારે જીવ શબ્દ નહિ રાખતા 'પ્રાણ' શબ્દ રાખીએ તો પ્રાયશ્ચિત્ત આવવાનુ પ્રાણના હિસાબે પ્રાણ શબ્દથી દ્રવ્ય-પ્રાણ અને ભાવ-પ્રાણ બને લેવાના છે દ્રવ્ય-પ્રાણ અને ભાવ-પ્રાણ એ બનેથી વિરમવાનુ છે

'પ્રાણ' શબ્દ લેવો કબૂલ પણ 'અતિપાત' શબ્દ કેમ રાખ્યો? 'વધ' કેમ ન રાખ્યો?

---

## વ્યાખ્યાન ૨૧

આચારાગની રચનાના અને ના ક્રમમા ભેદ

ગણધર મહાર ...મીજી મહારાજ

ભ. જીવોના ઉપકા પ્રવૃત્તિ માટે

પદની પામતી

રચના શાની

'પૂ

સ્થ

નાના રૂપમા એ મેળવામા આવે રચાય મોટો પહેલો, સારરૂપ ઇતિહાસ પછી જ કહાય પહેલો અભ્યાસ નાનાનો કરનારો હોય-સારરૂપ ટાચણનો અભ્યાસ કરનારો હોય ચૌદ પૂર્વમાથી સારરૂપ અભ્યાસને લાયકનુ બધુ અગિયાર અગની અદર મેળવામા આવ્યુ

## શ્રુતકેવલી અને કેવલજ્ઞાનીની પ્રરૂપણામા સમાનતા

શકા કરી કોઇ પણ વસ્તુ જગતભરમા એવી નથી કે ચૌદ પૂર્વમા આવી ન હોય બારમામા બધુ આવી જાય છે તો અગિયાર અગની રચના શુ કામ કરી? સમાધાન—બારમા અગને ભણેલો તે શ્રુતકેવલી એક બાજુ શ્રુતકેવલી પ્રરૂપણા કરે ને બીજી બાજુ કેવલી ભગવાન જે પ્રરૂપણા કરે તેમા ફરક ન હોય

**કાલકાચાર્ય** મહારાજ ઉપર ઇદ્ર કેમ ખુશ થયા હતા? જે **સીમધરસ્વામી**ની પાસે દેશના સાભળે, સેવામા જાય, તેના મનુષ્યને **કાલકાચાર્ય** ઉપર શાથી રાગ થયો?

ચૌદ પૂર્વ કેવળજ્ઞાનના અનતમા ભાગે [1]**નદીસૂત્ર**મા સાત ચાલી છે સર્વ જીવોને અક્ષરનો અનતમો ભાગ ઊઘાડો છે જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ આ રાજલોકમા જીવોની અદર કરમા હલકા નિગોદીઓ શ્રુતકેવલી-ચૌદપૂર્વી, એને પણ અક્ષરનો અનતમો ભાગ શ્રુતકેવલી હોય તો પણ કેવલીના ભાગે અનતમા જિનને મહાવિદેહમા **સીમધરસ્વામી** પાસે નિગોદનુ સ્વરૂપ ઇદ્રે સાભળ્યુ ત્યારે પૂછ્યુ હે ભગવન્! ભરતક્ષેત્રમા નિગોદનુ સ્વરૂપ કહેનાર કોઇ છે? ભગવાને કહ્યુ

1 ન દસૂ નવોન પૃ૦ ૫૭ જુઓ

શ્રુતકેવળી કાલકાચાર્ય છે ઇંદ્ર આવ્યા અને નિગોદનુ સ્વરૂપ પૂછ્યુ ત્યારે કાલકાચાર્ય પાસેથી ઈંદ્ર જેવી રીતે **સીમધરસ્વામી** પાસે સાભળ્યુ હતુ તેવુ આસેહૂબ સ્વરૂપ સાભળ્યુ (कालकाचार्यकथा श्लो० ૬૯ થી ૬૪)

**સર્વે કેવલીના વચનોનો ચૌદ પૂર્વમા સમાવેશ**

શ્રુતકેવલી નહિ તેની પ્રરૂપણા કેવલી સરખી જ્યારે હોય તો શ્રુતકેવલીની પ્રરૂપણા કેવલી સરખી હોય તેમા નવાઈ શી? જો પૂર્વમા એટલુ બધુ જ્ઞાન ન ગૂથેલુ હોય તો તે પૂર્વોને ભણનારો કેવલીની તુલ્ય પ્રરૂપણામા આવી શકત નહિ કહેવા લાયક એક પણ વિષયનુ કેવલી મહારાજ નિરૂપણ કરે તે શ્રુતકેવલીના ધ્યાન બહાર હોવુ જોઇએ નહિ ચૌદ પૂર્વમા કેવલીના બધા વચનો બાધી લીધા છે એ સિવાય કાઈ પણ કોઈ પણ કાળના કોઈની આગળ કોઈ કેવલી બોલતા નથી

**આચારાગાદિ રચવાનો હેતુ**

જો વસ્તુસ્થિતિ આમ છે તો પછી આચારાગ, સૂયગડાગ રચવાની જરૂર શી? બધા સરખી બુદ્ધિના હોતા નથી મદ બુદ્ધિવાળાને આગળ ચઢાવવા એમ કરવુ પડે નામાની અદર બધા આકડા આવે છે, બધા પાડા આવે છે પહેલા એકડા શીખનો છો કે નામુ? તેમ પહેલવહેલો દીક્ષિત થાય તે એક મ પૂર્વને ધારણ કેમ કરે?

**દશ શેર ઘી પચાવનાર દુર્બલિકાપુષ્પમિત્રનુ ઉદાહરણ**

દુર્બલિકાપુષ્પમિત્ર આર્યરક્ષિતજીના શિષ્ય છે (आव० चू० भा० ૧ पृ ૪૦૯-૧૦) દુર્બલિકાપુષ્પમિત્રના સગા બૌદ્ધ ધર્મના છે તેમણે દુર્બલિકાપુષ્પમિત્રમા હાડકા નીકળેલા દીઠા એટલે આર્યરક્ષિતસૂરિજીને કહ્યુ

મહારાજ, તમારામા ખાવાપીવાનુ ઠેકાણુ લાગતુ નથી, હાડકા નીકળી ગયા **આર્યરક્ષિત** કહે જણતી વખત જમના દ્વાર દેખવા પડે તેની ખબર જનનીને ન હોય રોજનુ દશ શેર ઘી ખાય છે પણ દુર્બલ

મહારાજ, તમને એક જણ માટે દશ શેર ઘી રોજ આપનાર કોણ? એની લબ્ધિ એવી વિચિત્ર છે કે ૩ કાતિને ભેગુ કરનારી બ્રાહ્મણી પણ આપે છે સુવાવડમા કામ લાગે તે માટે એણે સઘરીને ભરેલુ આમાથી એ કોઈ દહાડો છોકરાને આપે ખરી? પણ આવી સ્થિતિવાળા લબ્ધિશાળીને આગે દેવા તૈયાર થઈ જાય તો ઋદ્ધિવાળાનુ તો પૂછવુ શુ? આનાને દશ શેર ભેગુ કરવુ તેમા વિશાત શી? તાલો મેળવીએ તમારા ઘરની પાસે ઉપાશ્રય છે ત્યા રાખો દુર્બલિકાપુષ્પમિત્રને ત્યા મોકલ્યો પેલાઓએ દશ શેર ઘી દેવા માડ્યુ ઊલટા દુબળા 'અહીં તો પૂછીને ચવાનતા, અહીં ભૂલ્યો તો પત્તો ખાશે નહિ' એ ચિંતાને લીધે ઊલટો દુબળો થતો જાય સગાઓ કહે એનુ શરીર જ એવુ છે પેલાને ગુરુએ કહ્યુ ચિંતવન બધ કર પદર વીસ દિવસ ગયા ત્યા તો એ અલમસ્ત પેલાઓને કબૂલ કરવુ પડ્યુ કે ચિંતવન જબરજસ્ત છે પૂર્વના ચિંતવનો આટલા બધા જબરજસ્ત હોય છે તેને લીધે દશ શેર ઘી પચી જાય શ્રુતકેવલીને લાયકનુ પૂર્વગત શ્રુત તેમા પહેલવહેલો દીક્ષિત પ્રવેશ કરી શકે નહિ જે દૃષ્ટિવાદને લાયક નહિ તેનાને માટે અગિયાર અગની રચના કરી પડી

## જ્ઞાન સાથે આચારની પણ આવશ્યકતા

સ્થાપન કરવામા આવ્યુ આચારાગ પહેલુ, તેથી પ્રથમ

આચાર એ પહેલો ધર્મ જ્ઞાન એ આચારને અગે ઉપયોગી કોર્ટ( Court )ને કામ વકીલ પાસેથી કાયદાનુ લેવાનુ, પણ એવુ કામ લેવામા પહેલા વફાદારીના સોગન ચાલચલગતમા કોઈ કેસ( case )મા આવી પડે તો રજા દેવાય ચાલચલગત ઉપર કોર્ટને આધાર રાખવો પડે છે સ્કૂલ ( School )ના માસ્તર ( Master )ને ભણાવવાનુ કામ છે, છતા ચાલચલગત સાથે સબધ મુનિમ રાખો છો, નામુ લખાવવુ છે હુશિયારી સાથે પ્રમાણિકતા દેખવી પડે ચાલાકીની સાથે ચોકખાઇ દેખવી છે સ્કૂલ ને કૉલેજ ( College )મા શિક્ષણની સાથે શિસ્ત દેખવા છે વકીલાતની વફાદારી દેખવી છે, તો જ્ઞાન દેવાની સાથે આચાર દેખવો પડે તેમા નવાઈ શી ? અહી આચારની દોરી સોપવી છે આચાર્ય જે કહે તેને આપણે કરી દેવુ કાળને જાણવાવાળા આચાર્ય કદાચ કહે કે ધોળો કાગડો તો તેના વચનને ફેર નહિ ગણે સમજણ ન પડે તો એકાતમા કારણ પૂછે ખુલાસો કરવાની છૂટ, પણ કરવાનુ તહત્તિ જેના વચન ઉપર વિચાર કર્યા વિના તહત્તિ કરવાની ફરજ ગણાય તે મનુષ્ય કેવા હોવો જોઇએ ?

## બે સોગનની આવશ્યકતા

ગીતાર્થપણુ અને ધર્મદેશકપણુ જ્ઞાન માત્રને અગે ન રાખ્યુ આચાર અને જ્ઞાન, આચાર સિવાય નહિ આચારને અગે વિચાર કરીએ જેમ રાજ્યમા નોકર સારા અધિકાર ઉપર રાખવામા આવે તો શહેનશાહને શહેનશાહતને વફાદારી રહેવાની પ્રતિજ્ઞા લેવડાવાય આયર્લેન્ડ અને ઈરાની તકરાર આ ઉપર જ ઈનકારના સોગન લેવડાવવા માગે, પેલા કહે નહિ અમને શહેનશાહત ઉપર ભરોસો નથી

જેમ શહેનશાહતમાં રહેવાવાળાને રાજ્ય અને રાજા ઉપરના વફાદારીના સોગન લેવા પડે તેમ જૈન શાસનમાં જો કોઇને અધિકારી તરીકે આવવું હોય તો તેને એ સોગન લેવા પડશે

## જિનેશ્વરના વર્ગના નિશાળિયા કોણ?

જેઓ આચારવાળા છે અને મોક્ષના માર્ગે પ્રવર્તેલા છે તે બધા માલિકની લાઇન (line)માં શહેનશાહત કઇ? જિનેશ્વર મહારાજના શાસનની કોઇ પણ શહેનશાહત હોય તો છ જીવનિકાયની દયા એની વફાદારીના સોગન સિવાય પગથું ચઢાતું નથી જેની પ્રતિજ્ઞા હોય કે આ છ જીવનિકાયને અંગે મન, વચન ને કાયાથી ત્રિવિધે દયા પાળવી ને જ્યાં સુધી પ્રતિજ્ઞા ન લે ત્યાં સુધી જિનેશ્વરના કલાસ (Class)માં પણ ન આવી શકે

## સ્થાવરની પ્રરૂપણાને અંગે જૈન ધર્મની અદ્વિતીયતા

જે છ જીવનિકાયની દયાવાળા નથી તે બીજા મનુષ્યને ધર્મ સમજાવતા કયો સમજાવશે? ત્રસ કાયની દયાનો કે છ જીવનિકાયની દયાનો સમજાવશે? છ જીવનિકાયની દયાનો સમજાવવા જાય તો પોથીમાંના રીંગણા જેવું થાય પોતે છ કાયની દયા પાળતો નથી તો એ દયા કઇ? છએ કાયનું નિરૂપણ કરે પોતે પાછો પ્રવર્તે તો બીજાને છાયા શી થાય? પોતે એકે કાયની દયા પાળે નહિ, અને બીજાને છ કાયની જીવદયાનો ઉપદેશ આપે તે પોથીમાંના રીંગણા જે લોકોએ છએ કાયની દયાને માટે પ્રતિજ્ઞા કરેલી હોય તેઓ જ ઉપદેશ આપી શકે. જૈન મતનું તત્ત્વ સ્થાવર મતના નિરૂપણમાં છે ત્રસને તો બીજા લોકો પણ માને છે લોકોત્તર તત્ત્વ હોય-જૈનધર્મની અદ્વિતીયતા હોય તો સ્થાવરની

મરૂપણાને અગે

**ત્રસ કાય માનવામા બુદ્ધિ**

**પણ સ્થાવરને અગે કેવળ ભરોસો**

[1]સિદ્ધસેનદિવાકરે જણાવ્યુ જૈનત્વ-શ્રદ્ધા સમ્યક્ત્વ શું ? છએ જીવનિકાયને માનવા તે બીજાને જીવ માનવામા તો આપણી બુદ્ધિ કામ કરે ભગવાને કહેલુ તે ખરૂ ત્રસ જીવનુ જીવપણુ માનવુ એ કેવળ સર્વજ્ઞની બુદ્ધિને અગે નથી, ભેળી આપણી બુદ્ધિ પણ કામ કરે છે એ સર્વજ્ઞે કહ્યુ, મને પણ જચ્યુ તેથી ત્રસ કાયની દયા પાળુ છુ બુદ્ધિ પણ ચાલે ખરી મિત્રની સલાહ મનમા લાગે તો મનાય, ન લાગે તો ન મનાય ત્રસ કાયને અગે જિનેશ્વરના વચન મિત્રના જેવા કહેવાય જાનવર ને મનુષ્યને અગે જીવપણુ માનીએ છીએ તેમા આપણી બુદ્ધિ ચાલે છે કેવળ સર્વજ્ઞ ભગવાનના ભરોસે મનાતુ હોય તો પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિના જીવો એને માનીએ, કર્મ બધનવાળા માનીએ રખડતા માનીએ તેમા આપણી ચાચ કયી જગો પર પુગી છે ? એકેમા નહિ સ્થાવર કાયને અગે વિચારીએ તો એકેમા ચાચ ખૂચેલી નથી

**મુખ્ય રક્ષણીય ચીજ દયા**

તહત્તિ શાને લીધે કર્યુ ? સાત લાખ પૃથ્વીકાય શાને અગે ? સાત લાખ ઉત્પત્તિના જુદા જુદા સ્થાનો સર્વજ્ઞ ભગવાન ઉપર ભરોસો સર્વજ્ઞના વચનના ભરોસાને લીધે માનીએ છીએ બુદ્ધિનો પ્રચાર એમા નહિ ત્રસને માટે નિરૂપણ થાય તેમા તો કાઈક

---

१ निअमेण सद्दहंतो छक्काए तिअमओ न सद्दहइ। हंदीअ पज्जवेसु वि सद्दहणा होइ अविभत्ता ॥ (संमति॰ गा॰ २८)

કાઈક બુદ્ધિ ચાલે સ્થાવરના સ્વરૂપે માનવાનુ થાય તે કેવગ નર્વજ્ઞ ભગવાનનાજ ભરોને આ અપેક્ષાએ **સિદ્ધસેને** કહ્યુ જૈન-**પણાની જડ છ જીવનિકાયની શ્રદ્ધામા.** છ જીવનિકાયનુ રક્ષણ તે શહેનશાહત જૈન શાસનની જે છ જીવનિકાયને અગે અહિસા વગેરેની પ્રતિજ્ઞાવાળો હોય તેજ શહેનશાહતમા ઉપદેશ આપી શકે પહેલી આ વફાદારી જોઈએ **છ જીવનિ-નિકાયની વિરાધના કોઇ પણ પ્રકારે નહિ કરુ તે પ્રતિજ્ઞા હોવી જોઈએ** બીજુ ને ત્રીજુ મહાવ્રત જબરજસ્ત છે ચોથુ ને પાચમુ મહાવ્રત પણ જબરજસ્ત છે એ દયાની વાડો છે અનાજ તરીકે મુખ્ય રક્ષણીય ચીજ હોય તો તે 'દયા' છે મુખ્ય સાધન તરીકે છ જીવનિકાયની દયા છે બીજા વગેરે મહાવ્રતો છે, પણ એ વાડો છે મૂળ ચીજ નહિ છ જીવનિ કાયની દયાની પ્રતિજ્ઞાવાળો ન હોય તેને જિનેશ્વર પોતાના વર્ગમા દાખલ કરે નહિ

**છ જીવનિકાયની શ્રદ્ધા થાય તેજ જૈનત્વ**

ત્યગિ જિનેશ્વરનો વર્ગ છે ત્યગિમા કોને દાખલ કર્યા? જેને છ જીવનિકાયની દયા છે તેને જેને આ વર્ગમા દાખલ ન કર્યો તેને આ પટો મળવાનો નથી જેને પટો ન મળ્યો તે કોઇના ઉપર હુકમ ચલાવી શકે નહિ જાણવાનુ કહે છે, મિલકતો ધનને છે, અને ઘરબાર હાટડવેલી વગેરે ધનને છે છતા કાયદાથી બચાવ કરવાની તાકાત નથી વકીલ અરજી ઘડશે એમા સહી એમના નામની વકીલને મુખત્યાર નામુ આપે વકીલ એના નામે બોલે, અને વાદી કે પ્રતિવાદી ગેરહાજર કે હાજર હોય તો વકીલ કહે અમારાથી આ સહન ન થાય અમીલ બોલે છે, મોઢુ વકીલનુ છે કજીઆની મિલકત

